# પ્યારની પુટલી—
# મોહબતની મુર્તી.



(એક ઇંગ્રેજી સંસારી વાર્તા.)

———:o:———


લખનાર:-

ફ્રામરોઝ રૂસ્તમજી પોંહચાજી.


———:o:———


આવૃત્તી પહેલી.

———:o:———

ઈ. સ. ૧૯૨૧.

———

કીં. રૂ. ૧॥.

આ પુસ્તક 'નવરંગ પ્રીન્ટીંગ પ્રેસ' ૨૩૭, બજાર ગેટ કોટ
મુંબઇમાં **મી૦ અરદેશર ખરશેદજી દેશાઇએ** છાપ્યું છે અને
નં૦ ૭૦ કઠોક હાઉસ, પારસી બજાર સ્ટ્રીટ મધેથી મી૦
ફરામરોઝ રૂસતમજી પોંઉચાજીએ પ્રકટ કર્યું છે.

# એક ખુલાસો.

પરવરદેગારની પનાહમાં પુગેલા મારા પ્યારા દોસ્ત મી૰ રૂસતમજી નવરોજી સચીનવાળાની યાદને કોઇક રૂપમાં જાળવી રાખવાની મારી ધારણા હતી અને તે ધારણા આ નાની ચોપડી તે મરહુમની યાદને અર્પણ કરીને હું પાર પાડું છું અને આટલું બી તે મરહુમને માટે હું કરી શકયો છું તે કાજે ખુદાનો હું બેહદ આભારી થયો છું. મી૰ રૂસતમ સચીનવાળા શરૂઆતથીજ એક માનીતા, જાણીતા અને લોકપ્રીય એકટર તરીકે પંકાયલા હતા.

મરહુમ મી૰ રૂસતમ સચીનવાળાના બાબમાં જાહેર છાપા મધે થયલી પ્રસંશાનો નીચલો ફકરો આ ટાંકણે હું ટાંકું છું એવી ધારણાથી કે આ ચોપડી સાથે તે ઉત્તમ સરટીફીકેટ પણ જોડાઇ રહે:-

## ગુમ થયા—બે જાણીતા પારસી એકટરો.

### મરહુમ સચીનવાળા બીરાદરો.

નાટકના સ્ટેજ ઉપર નામ કાઢી ગયલા પ્રસીધ્ધ પારસી એકટરોની આજે એક પછી એક ગુમ થતા જાય છે અને તેઓના મરણથી પારસી નાટક કંપનીઓના ગણત્રીના અહમંડળમાંથી ઝળકતા સેતારાઓ એક પછી એક ખરતા જઇ, પારસી

નાટક કીર્તીના એક વારના પ્રકાશને વધારે ઝાંખી બનાવે છે. એવા થોડાક આશાવંત પારસી એકટરોમાં મરહુમ મી૦ રૂસ્તમ સચીનવાલાના થોડુંક ઉપર ભર જવાન વયે નીપજેલાં મરણથી પારસી નાટક તખતાએ ખરેજ એક લાયક અને કુશળ એકટર ગુમાવ્યો છે. મરહુમ શરૂઆતથીજ બાલીવાલાની નાટક કંપનીમાં રહવા હતા. મરહુમે સપર પહેલાં નીગાહે ગફલતના ખેલમાંજ નરગેઝ અને સમખુલની એકજ કેરેકટર એટલી તો સરસ રીતે ભજી બતાવી હતી કે મરહુમ શેઠ ખુરશેદજી બાલીવાળાએ તેજ વેળાએ આગાહી કરી હતી કે આ છોકરો આગળ ચાલતાં એક ઘણોજ કુશળ એકટર નીવડશે અને આ તેવણુની તે આગાહી અલબતાં બોલેબોલ ખરીજ પડેલી આપણે જોઇ છે. મરહુમ રૂસ્તમ સચીનવાલાને તે પછી મરહુમ શેઠ બાલીવાલા પોતાના ખેલોના મુખ્ય પાર્ટો આપતા હતા જેને મરહુમ ખરેજ વખાણવાજોગ ઇનસાફ આપતા જણાયા હતા. છેક છેલ્લા મરહુમ રૂસ્તમ સચીનવાલાએ પારસી સંસારી ખેલોમાં તો પોતાનું પાણી અજબ બતાવી આપ્યું હતું. પાકજાદ પરીનના ખેલમાં પરીનના પાર્ટને રૂસ્તમ સચીનવાલાએ એવો તો અચુક ઇનસાફ આપ્યો હતો, કે મરહુમની જોશદાર એકટીંગે એ ખેલને સેંકડો નાઇટો સુધી ઉંચકેલો ને ઉંચકેલો રાખ્યો હતો. તે પછી ગાસીના આકામાં મેકનો પાર્ટ પણ તેટલીજ ફતેહમંદીથી ભજી બતાવી કોમીક વીભાગમાં પણ ત્રેજીક જેટલુંજ સફાઇદાર કામ કરી બજાવી તમાશબીનોની એક અવાજે પસંદગી મેળવી હતી. શેઠ બાલીવાળાનાં દલગીરી

ભર્યાં મરણ પછી બાલીવાળા નાટક કંપની તેના મરહુમ
અનુભવી માલેક મી૦ હોરમસજી તાંતરાના હાથમાં ગઈ ત્યારે
પણ લંબો વખત સુધી મી૦ સચીનવાળાએ કંપનીમાં રહીને
તેના ડીરેકટર તરીકે પણ પોતાની કુશળતાનો લાભ એ કંપ
નીને આપ્યો હતો પણ તેવણનાં અકાળ મરણની થોડા વખત
આગમચ તેવણ સાથે ચોક્સ મનફેર પડતાં એ કંપની સાથનો
પોતાનો લાંબો સંબંધ છોડીને મુંબઇ આવી વસ્યા હતા અને
જ્યાર પછી થોડાજ અરસામાં તેવણનું અફસોસભરયું મરણ
નીપજ્યું છે.

મરહુમ મી૦ રૂસતમજી સચીનવાલાના વડા ભાઇ મી૦
દોરાબજી સચીનવાલા પણ એજ બાલીવાલા નાટક કંપનીના
એકવારના ઘણા ચુનંદા એકટર તરીકે પ્રખ્યાતી પામયા હતા.
પણ પાછળથી પોતાની નાદુરસ્ત તબીએતના સબબે તેવણે એ
નાટકી લાઇનને છેલ્લી સલામ કરી થીઓસોફીના અભ્યાસ પાછળ
પોતાનો વખત રોકવા માંડયો હતો અને છેક છેલ્લા પોતાના
કુટુંબ સાથે એકાંત જીંદગી ગુજારતા હતા, આ બને સચીન
વાલા બીરાદરોનાં મરણથી પારસી નાટકી તખતાને ખચીતજ
સારા કુશળ એકટરોની ખોટ ગઇ છે, જે પુરાવી મુશકેલ છે.

કાંઇક સંજોગ વચ્ચે મરહુમ મી૦ ખુરશેદજી બાલીવાળાથી મી૦
રૂસતમ સચીનવાળા એક વાર છુટા પડયા હતા જયારે તેવણની
ખાસ મદદની જરૂર મી૦ બાલીવાળાને પડી હતી અને ત્યારે મરહુમ
મી૦ બાલીવાળાએ એક દીલસોઝ કાગળ મી૦ સચીનવાલા પર લખ્યો
તો તે કાગળના ચોક્સ ફકરા હું નીચે રજુ કરૂં છું:—

"વહાલા બાઇ રૂસતમજી નવરોજી સમીનવાળા,

કાંઇક કઢંગા સંજોગ......થી આપણે જુદા પડવા જોગે. આ બનાવમાં કુદરતનો કંઇક હાથ હતે......મારી પ્રીત તથા માન તહમો બન્ને બાઇઓપર જે છે તે અંતઃકરણ અને ઇશ્વર જાણે છે, અને તેનો નીર્ણય કયામતને દીવસે થશે......મારી પ્રીતી તમો તરફ જે હતી તે વધી છે......એકાએક દગો થવાથી આમદાનીમાં ઘણા ઘટાડાની ધાસ્તી છે......આવા સખત મામલામાં તમો બાઇને વફાદાર જાણી યાદ કીધા છે. મારા દીલમાં મયા દયા અને માન તમો માટે ઘણું છે અને મહનેજ તમોને મળવાનો સંજોગ આવ્યો છે, તેથી હું દલગીર નથી કારણ એ મારી નમનતાઇનો તમો લાભ લેશો તેવા તમો નથી. રૂસતમ, તારે માટે મહને માન છે અને મોહબત છે તેનો ખુદા ગવાહ છે. હું તાહરે માટે રોજ દુઆ માંગું છું.

લી૰ ખાકસાર ખુ. મે. બાલીવાળા."

આ નાની ચોપડી લખીને તથા પ્રગટ કરીને હું એક લેખક તરીકે પોતાનું નામ નોંધાવવાની આશા રાખતો નથી. મેં એક કોશેશ કીધી છે જે કેટલી ફતેહમંદ ઉતરી છે તે ઠરાવવાનું વાંચક વર્ગનું કામ છે. એક સુંદર પલોટની ઇંગ્રેજી સંસારી વાર્તા મારા વાંચવામાં આવી અને ને ઉપર દીલ લગાડીને તેનો તરજુમો માત્ર મેં કર્યો છે, જેમ કરતાં અલબત્તાં મારે કબુલ કરવું જોઇયે કે અસલ બુન્યાદ કાયમ રાખીને તથા અસલ પલોટને તેના રૂપમાં રહેવા દઇને મેં કાંઇક નાનો, અહીં તહીં ફેરફાર માત્ર કર્યો છે. આ વાર્તા માહેલાં

દરેક પ્રકરણ ઉપરની નાની કવીતાઓ મારા દોસ્ત **મી૦ ગુલફામે** મીત્રભાવથી લખી આપી છે અને તે લખી આપતાં તેમણે મને કહ્યું છે કે "મરહુમ મી૦ રૂસ્તમજી સચીનવાળાનો હું પણ એક એડમાયરર હતો અને તેવણને અર્પણ થતી ચોપડીમાં મારી તરફની કાંઇક નજીવીબી મદદ મળે તો હું ઘણો સંતોષ પામું."

મી૦ સચીનવાળા એવા ઉતમ ખવાસના અને મધુર સ્વભાવના જવાન્યા હતા કે તેવણને એક "પ્યારનાં પુતલાં" તરીકે હું લેખુ કે "મોહબતના મંદીર"ની ઉપમાં આપું તો તે સરાધાતભર્યું ગણાશે નહીં અને તેટલાંજ માટે આ વાર્તાને તેજ કીસમનો ટાઇટલ અનુકુલ થઇ પડેલો જોઇને મને અતીશય આનંદ ઉપજે છે.

લી૦ સેવક,

**ફરામરોઝ રૂસ્તમજી દાદાભાઇ પોંહચાજી**

———:o:———

મારા મરહુમ મીત્ર

મી૰ રૂસતમજી નવરોજી

સચીનવાળા

ની

પવીત્ર યાદને

અર્પણ.



મરહુમ મીઠ રૂસતમજી નવરોજી સચીનવાલા.

P. A. I. W.

# પ્યારની પુટલી—મોહબ્બતની મુર્તી.

## પ્રકરણ ૧ લું.

કોણ એ મનમોહન પરી હતી ?
કોણ એ સુંદરતા ભરી હતી ?
કાંય એને હાથમાં ધરી હતી ?
જે લોહી ભરી કાતીલ છરી હતી ?

પરવરદેગારે સૃષ્ટીની શેતરંજની બાજી માંડેલી છે જે સમજવાની અને દરેક પ્યાદાં મોહરાંની ચાલનો ભેદ પારખવાની ઇનસાનમાં શું તાકાત છે ? મારા પોતાના બાબમાં જે ભેદી અને વીચીત્ર બનાવો બન્યા છે તેનો ટુંક સાર આજે હું અત્રે લખું છું. એક ખુન થવા સાથે વેરના કાવાદાવાની અને દુખભરી કહાણીની વીગત મારે આપવાની છે.

મારે પહેલાં તો મારી ઓળખ મારા વાંચનારને આપવી જોઇશે. હું એક જરનેલીસ્ટ છું—બલ્કે એક જરનેલીસ્ટ હતો અને હું જ્યારે જરનેલીસ્ટ તરીકે કામ બજાવતો હતો ત્યારે આ લખાણ મધેના સઘળા બનાવો મારા બાળમાં બન્યા હતા. હમણા મારી ઉમર પાંત્રીસ વરસની છે પણ જ્યારે હું પચ્ચીસ વરસની ઉમરનો હતો અને એક વતમાનપત્રની નોકરીમાં સારા પગારે હું મારા દીવસ ગુજારતો હતો ત્યારે મને અચાનક એતેફાકન એક વંટોળ્યાના વમળમાં ઘસડાવું પડયું હતું. તે વેળા મેં મગજની એવી ભારે ચીંતાની, ભારે જંજાળની અને ભારે વસવસાની મુદત ગુજારી હતી કે તેવો દુખભર્યો સીતમ મારા કોઇ દુશમનને પણ ભોગવવાનો જોગ નહીં થાય એવી મારી દુવા છે. ખુન, વેર, મહોબત અને મુસીબતની કથા હવે હું શરૂ કરૂં છું.

પહેલાં તો મારે જણાવવું જોઇએ કે મારૂં નામ સ્ટુઆર્ટ ડોન છે.

*  *  *

"કેમ!—તું જવા નીકળ્યો!"

"હા—હવે મારે જવું જોઇએ."

"પણ કાંય? એટલો ઉતાવળમાં શાનો પડયો?"

પાના રમતાં હું શું હાર્યો હતો તેની મેં ગણત્રી કીધી, પાંચ પાઉંડ હું હારી ચુકયો હતો. વધુ હારવાની મારી ગુન્જાશ હતી નહી. વધુ બેસું તો વધુ હારૂં એ બનવાજોગ હતું.

"નસીબ આજે રૂઠયું છે." હું હસીને બોલ્યો. "વળી કોઈ વાર જોઇ લઇશું. દસ વાગી ગયા છે અને હજી તો મને જઇને એક આરટીકલ લખવાની છે."

"પણ તું જશે તો અમારી રમત ભાંગી પડશે." કલબના એક મેમ્બરે યાને મારા એક મીત્રે કહ્યું.

"પણ હું વધારે બેસીશ તો હું પોતે ભાંગી પડશ તેનું કેમ? ગુડ નાઇટ! ગુડ નાઇટ!–મેં કહ્યું અને હું ઉઠયો.

હું કલબમાંથી બહાર નીકળ્યો અને પીકાડીલી તરફ મેં હેરવ્યું લીધું. રસ્તાઓ અને મહોલ્લાઓ શાંત થવા લાગ્યા હતા. સંસારી માણસો ઘરેઘર ગોઠવાઇ ગયાં હતાં. મવાલી અને રખડેલ માણસો પોલીસના ધાકને સબબે ખુણેખાંચરે દબાતા હતા. ગ્રેટ–જેમ્સ–સ્ટ્રીટ મધે મેં ઓરડા ભાડે રાખ્યા હતા માટે પગે ચાલીનેજ જવાનું મેં પસંદ કર્યું. મને આરટીકલ લખવાની હતી માટે આરટીકલની બાબત મારા મનમાં ગોઠવતો અને પોઇંટસ ગોખતો હું સરભોગ ચાલતો થયો. એમ નહી ધારવું કે પાંચ પાઉંડ હારવાથી હું નાસીપાસ કે નીરાશ થયો હતો. નહી–હું કલબમાં દરરોજ પાના રમતો અને કોઇજ વાર હારતો અને હારતો તો બીજે દહાડે અંદાઝથી રમતો. હું પાના કાંય રમતો? કારણ એજ કે હું કલબનો મેમબર હતો, બધા ત્યાં રમતા અને બધાની સાથે મને રમવાની ફરજ પડતી બલકે મનેબી રમવા ગમતું હતું.

જે મોહલામાં હું રહેતો હતો તે મોહલામાં હું દાખલ થયો. મોહલો તદનજ ઉજડ હતો, એક માણસ બી આવજા કરતું હતું નહીં. સઘળાં ઘરોના બારી બારણા બંધ હતાં. મારા પોતાનાં પગલાંના અવાજ સીવાય કશો બીજો અવાજ કે સનસારો સંભળાતો હતો નહીં.

મારાં ઘરની લગોલગ હું આવી પુગ્યો, મારા ઘરથી ફક્ત બે ત્રણ ઘરને છેટે હું હતો તેટલાં એક જબ્બરી ચીશ મને સંભળાઇ. તે એક સ્ત્રીની તીક્ષણ જોશભેર ચીચીઆરી હતી. ચીશ સાંભળતાં હું ઉભો રહી ગયો, શું કરવું તેનો હું વિચાર કરૂં છું તેટલાં તો તે ઘરનું બારણું જોશભેર ઉઘડયું અને એક સ્ત્રી દોડતી બહાર નીકળી મને જોરથી અડકી પડી. મેં તેને મારા હાથમાં પકડી લીધી. અગર તેણીને પકડી નહીં લેતે તો અમો બને જમીન ઉપર પડી જતે. આછીઝાંખી રોશની વચે મેં તેણીનો ચહેરો જોયો. તેણીના માથાપર બોનેટ હતી નહીં પણ કાળા બાલોનો મોટો જથો હતો. ચહેરો—કદીબી નહીં ભુલાય તેવો તે ખુબસુરત મનમોહન ચહેરો તદ્દન ફીકો હતો. તેણીના ડોળા ફાટેલા હતા અને હોઠ ધ્રુજતા હતા. પણ, મારા આખાં બદન મધેથી કંપારીનો ઝટકો પસાર થઇ ગયો કારણ કે તેણીના હાથમાં લોહી ગડગડતી એક છરી હતી. લાંબી, તીક્ષણ ધારદાર છરી, લોહીથી ટીપાતી.

મેં છરી જોઇ અચરત થઈ કહયું: "અરે અરે છોકરી, તેં આએ શું કરયું ?"

તેણી ઘડીભર ચુપ ઉભી. એક હરફ બી બોલી નહીં. તેણીના બદનમાં શાદીનો સફેદ પોશાક હતો અને તેજ દીવસે તેણીના લગન થયાં હોય તેવો તેણીનો સઘળો સણગાર હતો. તેણીના ગોરા ઘટમારા હાથની આંગળી ઉપર વેડીંગ-રીંગ હતી પણ હાથ ઉપર લોહીના કદરૂપા દાઘ હતા. છરી તેણીએ જમીન ઉપર નાંખી દીધી અને મારો હાથ છટકાવી પોતાના ઓવરકોટની હુડ માથા ઉપર

ખેંચી સપાટામાં મારી આગળથી દોડી ગઇ. નાસી ગઇ–છરી નાંખીને નાસી ગઇ. એક પલકમાં ગેપ થઇ ગઇ.

સાધારણ માણસ કરતાં હું વધારે હીચકારો બન્યો કે કદાચ હેબતાઇ ગયો. તેણીની પુઠે દોડવાનું અને તેણીને પકડવાનું મને ભાન રહયું નહીં. હું પુતલાંની માફક દીગમુઢ થઇને ત્યાં ઉભો અને મારા પગ આગળ પડેલી છરી તરફ ટીકવા લાગ્યો. પણ તરતજ હું ચોંક્યો. એક માણસ મારયો ગયો હશે અથવા મરતો હશે. જે ચીશ મેં સાંભળી તે કોઇ બીજાએ સાંભળી હોય એમ મને લાગ્યું નહીં કારણ કે ત્યા કોઇબી માણસ આવ્યો નહીં. ઇન્સાન્યતની સાધારણ લાગણીથી મને લાગ્યું કે મારે તે ઘરમાં દાખલ થવું જોઇયે અને તપાસ કરવી જોઇયે અને મદદની જરૂર હોય તો મદદ આપવી જોઇયે. મેં મારા ગજવામાંથી એક પોલીસમેન–સીપટી કહાડી તે જોરમાં વગાડી અને પછી પેલી છરી ઉંચકી ગટરમાં મેં ફેંકી દીધી. કાંય છરી ઉંચકી અને કાંય તે મેં ગટરમાં ફેંકી તે હું જાણતો નથી; મને કાંઇ એવુંજ મન થયું અને તે મુજબ મેં અમલ કરયો અને પછી તે ઘરમાં દાખલ થયો.

હોલમાં અને દાદરપર તદનજ અંધારૂં ગોર હતું. કયાં જવું અને શું કરવું તેની મને સમજ પડી નહીં માટે મારા બનના જોરથી અવાજ કહાડીને મેં હાંક મારયો અને થોડેક વારે કોઇના પગલાં સંભળાયાં.

ભોંયતળ્યાં મધેથી એક ઘરડી સ્ત્રી બહાર આવી જેણીના હાથમાં એક મીનબતીની રોશની હતી.

"તારા ઘરમાં કોઇ ભાડુત છે કે ? કોઇ રહેછે કે ? તે ક્યાં સુએછે !" મેં તેણીને પુછ્યું.

"શું ? જરા મોટે બોલો." તેણીએ કાનપર હાથ મુકી ડોકું લાંબુ કરીને પુછ્યું. મેં તરત સમજી લીધું કે તેણી બહેરી હતી.

મોટે પોકાર મારીને મારો સવાલ મેં પાછો પુછ્યો.

"હું મારા માટીને પુછી જોવું," તેણીએ કહ્યું અને પીઠ ફેરવીને ચાલવા માંડયું, મેં જોયું કે મારા સવાલનો એક હરફ બી તે સાંભળી શકી હતી નહી; તેણી તો પુરેપુરી બહેરી ધુન હતી.

મેં તેણીના હાથમાંથી મીણબતી ઝુટાવી લીધી અને હું દાદર તરફ જવા લાગ્યો જે વેળા મેં જોયું કે દરવાજામાં બે ત્રણ માણસ આવીને ઉભેલાં હતાં જેમાં એક કોનસ્ટેબલ પણ હતો.

કોનસ્ટેબલે મને પુછ્યું, "કાકા અહીં રાત પડી શું કરોછ ?"

"મારી ફરજ બજાવુંછ," મેં જવાબ દીધો; "થોડીજ મીનીટ અગાઉ મેં આય ઘર મધેથી "ખુન"નો પોકાર સાંભળ્યો અને તેથી પોલીસને બોલાવવા મેં સીપટીનો અવાજ કર્યો અને હવે તમે આવ્યા તો તપાસ ચલાવો."

"તમે કેમ જાણ્યું કે આએજ ઘર મધેથી તે પોકાર આવ્યો હતો !"

"હું આએ ઘર આગળથી પસાર થતો હતો તેટલાં મને અવાજ સંભળાયો અને તે પછી તરતજ ઘરનું બારણું જોશભેર ઉઘડયું અને એક—એક—માણસ ઘરમાંથી ધસીને બહાર દોડી ગયું."

"માણુસ? મરદ કે ઓરત?"

તે એક સ્ત્રી હતી એવું કહેવા મને ગમ્યું નહી. પેલો અતી ખુબસુરત મધુરો મુખડો મારી આંખમાં હજી રમી રહેલો હતો અને તે જવાન સ્ત્રીની પાછળ પોલીસના શીકારી કુતરા દોડે એ મને પસંદ પડયું નહી માટે મેં જવાબ દીધો. "હું ચોકકસપણે તે કહી શકતો નથી. પણ સાહેબ આપણે નાહક ઉભા રહીને વખત બરબાદ કર્યે છીએ. કોઇ માણુસ કદાચ મરતું હશે, કોઇને મદદની જરૂર હશે, કોઇને કદાચ બચાવી શકાશે. આપણે ઉતાવળે આખાં ઘરમાં તપાસ કરવી જોઇએ."

અમોએ ઓરડાઓના બારણા ઉંઘાડી જોયાં. તેટલાં એક ઘરડો આવી લાગ્યો અને તને પુછતાં તેણે કહયું કે "આએ ઓરડામાં મી૦ ગ્રીન રહેછે. તેવણ અહીં નથી, તેવણ તો આજે બપોરે પરદેશ તરફ ગયા હતા, બીજા જે ગ્રહસ્થ અહીં રહેછે તેવણ ઘરને મથાળેના ઓરડા વાપડેછે ને તેવણનું નામ મી૦ ડડલી છે. તેવણનું ખુન તો કોઇએ કીધું નહીં હોય કારણ કે તેવણ તદનજ એકાંત એકલા રહે છે અને કોઇને મળતા ભેટતા નથી અને કોઈ તેવણને મળવા ભેટવા કદીબી આવતુંબી નથી."

કોનસ્ટેબલ કશું પણ બોલ્યા વના દાદરપર ચહડીને ઘરના મથાળા તરફ જવા લાગ્યો અને હું તેની પુઠે ગયો. મારી પાછલ બીજાં ચાર પાંચ માણુસ આવ્યાં જેઓ આ ગડબડ સાંભળીને જોવા, તમાશો જોવા, જીગ્નાસાને ખાતર આવેલાં હતાં. દાદરપર અંધારૂં હતું. મારા હાથમાં હજી મીનબત્તીની રોશની હતી.

દાદરને મથાળે જઇ પુગતાં કોનસ્ટેબલે ફરીને મારી તરફ જોયું અને મારા આખાં બદન મધેથી ધ્રુજરીની એક કંપારી પસાર થઇ કારણ કે તેજ વખતે મારા હાથ ઉપર મારી નજર પડી અને મારા હાથ ઉપર લોહીનો એક અતી નાનો દાઘ પડેલો મેં જોયો. કોનસ્ટેબલે તે દાઘ જોયો નહીં અને મેં ગુપચુપ તે દાઘવાળો હાથ મારા કોટના ગજવામાં ખોસી દીધો

આ વેળા મારી પાછળના એક માણસે મારા કાન આગળ મોહડું લાવીને બહુ ધીમે અવાજે કહયું: "મેં દાઘ જોયો. હું તમોને ચેતવણી આપવાનોજ હતો."

મેં પાછું ફરીને જોયું. પાછલ ચાર કે પાંચ માણસ હતાં જે માહેલાં કયાં માણસે આ ચેતવણી મને આપી તે હું જાણી શકયો નહીં.

ઘરના છેક મથાળેના ઓરડાનું બારણું ઉંધાડું હતું. કોન્સટેબલ તે ઓરડામાં દાખલ થયો અને અમો સઘળા તેની પુઠે દાખલ થયા. મારા હાથ માંહેલી રોશની સીવાય ઓરડાંમાં બીજી કશી રોશની હતી નહીં અને મારા હાથ માહેલી મીનબતી પણ ઝાંખી રોશની ફેંકતી હતી. કોનસટેબલે આસપાસ જોયું; ગેસની રોશનીના દબા જોતાં તેણે ગેસ સલગાવી. અમોએ સઘળાઓએ આતુરતાથી અસાપાસ નજર કીધી. કશું જાણવાજોગ દેખાયુંજ નહીં અને અમારી તપાસ ફોકટ ગયલી અમોએ ધારી. આખા ઓરડામાં સઘળું બરાબર રીતસર ગોઠવેલું હતું. કશી મારફાડ ખેંચતાણ કે ઝપાઝપી થઇ હોય તેની કોઇબી નીશાની હતી નહીં.

કોનસટેબલે ટકોરમાં મને કહ્યું: "ખુન થવાનો પોકાર તમોને સ્વપ્નામાં આવ્યો હશે. નાહક બધાને હેરાન કરોછો, અહીં તો કાંઇ બી નથી. ફોકટમાં મેહનત આપી."

"આએ શું છે!" જમીન પરના ગાલીચા પર પડેલા તાજા લોહીના દાઘ તરફ આંગલી કરીને મેં પુછ્યું.

કોનસ્ટેબલ વાંકો વળ્યો, તે દાઘ તેણે તપાસ્યા અને ચોંકીને બોલ્યો: "ખરેખર આએ તો લોહી છે; તાજું લોહી છે. માફ કરજો ભાઇ, મે તમોને નાહક ઠપકો દીધો. વધારે સંભાળથી તપાસ ચલાવવાની જરૂર છે."

વધારે તપાસ ચલાવી પણ કશી નીશાની જણાઇ નહીં. કોનસ્ટેબલે કહ્યું, "આએ તો એક ગુચવાડો છે! લોહી છે પણ કોણનું!"

"આએ કબટ છે—તે તપાસ્યે!" મેં સવાલ કર્યો.

"અલબત તપાસ્યે."

એક કબટ ઉઘાડતાં માંહે કાંઇ ફીરકુળ સામાન મોલમ પડ્યો. બીજી કબાટ તે પછી કાનસ્ટેબલે ઉઘાડી. એક પુરૂષ તેમાં ઉભેલો હતો. એવુ તો પતલું તેનું બદન હતું કે ગોયા હાડપંજર. તેની છાની આગળનું સફેદ શર્ટ લોહીથી ખરડાયલું હતું.

કબટનું બારણું ઉઘાડતાં તે બારણાને આધારે ઉભેલો હતો એવું તરત માલમ પડી આવ્યું અને બીજજ પલે તે જમીનપર પછડાઇ પડ્યો. તે જીવતો હતો નહીં. તેનું મુરદું હતું. મુરદું કોઇએ કબટમાં ઉભું કરી મુકેલું હતું અને બારણું ઉઘાડવા સાથે તે ધલી પડયું હતું.

"કોઇ જાઓ, ઉતાવળે જઇને કોઇ ડાકટરને તેડી લાવો—તો જો કે ડાકટર હવે કાંઇ કરી શકશે એમ હું ધારતો નથી," કોનસ્ટેબલે કહયું.

કોનસ્ટેબલને મેં મદદ આપી અને અમોએ બંનેએ તે પુરૂષની લાશને ઉંચકીને કોચ ઉપર સુવાડી.

"આએ તો ખુન થયું છે." મેં કહ્યું.

"અલબતાં ખુન છે." કોનસ્ટેબલ બોલ્યો: "માણસો કોઇ વાર છરી વડે આપઘાત કરે છે પણ આપઘાત કરવા પછી પોતેજ પોતાની લાશને કબાટમાં છુપાવતા નથી."

આ વેળા પોલીસનો એક ઇન્સ્પેકટર ત્યાં આવી પુગ્યો.

ઇનસ્પેકટરે બધો હેવાલ સાંભળ્યો અને પછી તેણે મને પુછ્યું "જે માણસ બહાર ધસી ગયું તે મરદ હતો કે સ્ત્રી હતી તે તમો કહી શકતા નથી?"

"નહીં." મેં કહ્યું. હું જુઠું બોલ્યો હતો પણ પેલી સ્ત્રીને બચાવવાની મારી ધારણા હતી.

"તમોએ ચીશ સાંભળી તે સ્ત્રીની ચીશ હતી કે મરદની?"

"તેબી હું કહી શકતો નથી. તે માણસ બહાર દોડી ગયું તેની સહેજ અગાઉ મેં તે ચીશ સાંભળી હતી." મેં જવાબ દીધો.

"ત્યારે તો આ બાબતમાં ત્રણ માણસો હોવાં જોઇએ. તમારી ખાતરી છે કે તમોએ એકજ માણસને બહાર દોડી જતાં જોયું!"

"હાજી; પુરેપુરી ખાતરી છે."

આ વેળા ડાકટર આવી પુગ્યો. તેણે તપાસ કરીને કહ્યું કે "તે માણસનું ખુન થયું હતું; ધારદાર ખંજર કે છરી વડે અતી જોરથી જીગરમાં એવો જખમ થયલો હોવો જોઇએ કે તે માણસ તત્કાલ મરણ પામ્યો હશે. જે હથ્યાર વડે ખુન થયું તે હથ્યાર જખમ થવા પછી તરતજ જખમ મધેથી પાછું ખેંચી લીધેલું હોવું જોઇએ. જે માણસે ખુન કરયું હશે તેના હાથ લોહીથી ખરડાયા હશે."

ઇનસપેકટરે અને કોનસ્ટેબલે મારા હાથ તરફ જોયું. મારા હાથપરનો લોહીનો દાઘ તેમની નજર પડયો.

ઇનસ્પેકટરે કહયું: "સાહેબ, તમારા હાથપર લોહીનો દાઘ છે."

"આએ લાશ ઉંચકીને અમોએ કોચપર નાંખી ત્યારે લોહી મારા હાથને લાગ્યું હશે." મેં જવાબ દીધો.

મારૂં નામઠામ કોનસ્ટેબલે લખી લીધું, હું મારે ઘેરે ગયો આરટીકલ મેં લખી કારણ કે મને તે માટે લવાજમ મલતું હતું અને મગજ કે સંસારના કોહાબી સંજોગ વચે એક જરનેલીસ્ટને આરટીકલ લખવીજ પડે છે. શું લખ્યું તેનું મને ભાન રહયું નહીં.



# પ્રકરણ ૨ જું.

## "કોઇ સગું વહાલું નહી—ફક્ત એક બહેન."

એકાંતમાં જીંદગી ગુજારી હયાં.
સંસારની માયાથી વીસારી હયાં,
શાંતીમાં ચુપકીદી વચ્ચે રહયો,
કમોતે મરી બસ ચાલતો થયો.

અલબતાં બીજે દહાડે વર્તમાનપત્રો મધે આએ ખુનવાળા બનાવના મોટા રસદાર અને સરાઘાતભર્યા હેવાલ પ્રગટ થયા અને મેં મારા બારે કચવાટ વચ્ચે જોયું કે મારે માટે તે હેવાલો મધે ખરૂં ખોટું તરેહવાર ઠસાવી દીધું હતું. વળી ઘણાક લખાણોમાં તો તરેહ-વાર અટકળો પણ બાંધવામાં આવી હતી.

મરનારની લાશ ઉપર કોરોનરની જુરી ભરવામાં આવી અને ત્યાં મને એક શાક્ષી તરીકે હાજર થઇ જુબાની આપવાની ફરજ પડી. તે જુબાની આપવાની હાજરી આપતાં મને ઘણો ખેદ ઉપજયો કારણ કે જુબાની આપતી વેળા એક ચેહેરે નમુન છોકરી—જે પ્યારની પુટલી બનવાને વધારે લાયક હતી પણ તેણીએ પોતેજ ખુન કર્યું હતું એમ હું માનતો હતો તેણીને—બચાવી લેવા કાજે મને કેટલું ખોટું બોલવું પડયું હતું અને કેટલીક બાબત છુપાવી પડી હતી. એક

જુઠું હું બોલી ચુક્યો અને તે છુપાવવાને કાજે બીજી એકસો જુઠી વાત મને જોડી કહાડવી પડી.

પહેલાં તો એવું જણાવ્યું કે ખુનીને હાથ માર્યા ગયલા માણસને કોઇ બી બીજો માણસ ઓળખતો હતોજ નહી. મરનારનું નામ મી૰ ડડલી હતું અને વરસો થયાં આ મકાનમાં તે એકાંત એકલો રહેતો હતો. તે તદનજ એકાંત જીંદગી ગુજારતો હતો. કોઇ બી દહાડે કદીબી તેની મુલાકાતે તે આવતો હતો નહીં અને તે કોઈ બી માણસ કદીબી ઘર છોડીને બહાર જતો હતો નહી. તેના સોલીસીટરો તરફથી તેને કોઈ વાર કાગળ મળતાં અને સોલીસીટરો તેની ઉપર નાણાંના ચેક મોકલી આપતાં જે ચેક ઘરની કારભારણ વટાવી લાવતી હતી.

ઘરની કારભારણે આપેલી જુબાની ઉપરથી જણાયું હતું કે તે પુરૂષનું જે દીવસે ખુન થયું તેને તેજ દીવસે બપોરે તેને એક કાગળ મળ્યો હતો જે એક સ્ત્રીના હરફથી લખાયલો હતો અને તે વાંચવા પછી મરનાર ઉશ્કેરાઇ ગયો હતો. પણ મરનારના ઓરડાઓમાંશોધ ચલાવવા છતા તે કાગળ મળી આવ્યો નહી. મરનારે એવું કદી જણાવ્યું હતું નહી કોઇ માણસ તેને મળવા આવનાર હતું. ઘરનું આગળું બારણું રાતના મોડે સુધી દરરોજ ઉઘાડું રહેતું હતું અને તે ખુનવાળી રાતે કોઇ માણસ ઘરમાં દાખલ થયું હોય તો તેની ખબર કારભારણને પડી હતી નહી. તે કારભારણે વળી જણાવ્યું કે તેણી બહેરી હતી અને વળી તેણીનો ખાવીંદ પણ બહેરો હતો.

મેં પણ જુબાની આપી અને મારી આગલી જુઠી વાતને હું વળગી રહયો. મેં જોયું કે કેટલાંક માણસો મારી તરફ શકની નજ-

રથી જોવા લાગ્યા હતાં. ખુનવાળી છરી ગુમ થઇ હતી. ગટરમાં તેને માટે શોધ ચલાવવામાં આવી કે નહી તે હું જાણુતો નથી. જો શોધ ચલાવવામાં આવી હોય તો બી ગટરના પાણીના રોહ સાથે તે ઘસડાઇ ગયલી હોવી જોઇએ.

જ્યુરીની તપાસ વેળા મરનારના સોલીસીટરો હાજર થયા હતા અને તેઓએ જણાવ્યું કે મરનારના સગાં બેસીઓમાં એક બેહેન હતી પણ તે કયાં છે તે તેઓ જાણતા નથી. સોલીસીટરના કહેવા મુજબ મરનાર સંગીન સમજદારીનો હતો પણ કાંઇક વીચીત્ર હતો. તેને એવો ખ્યાલ હતો કે તેની બેહેનનું નામ કામ તે છુપું નહીં રાખશે તો તેણીને હેરાનગતી ખમવી પડશે. તે બેહેનની ઉંમર હમણાં ૧૯ વરસની હોવી જોઇયે અને તે મરનાર પોતાની મોટી દોલત તે બેહેનના નામ ઉપર કરી ગયો હતો અને તે બેહેનની નીશાની અને ઠર ઠેકાણું મેળવવાને કાજે સોલીસીટરોએ જાહેર ખબરો પ્રગટ કરાવી હતી પણ અત્યાર સુધીમાં કશો પત્તો મલ્યો હતો નહીં. સોલીસીટરોએ એવી અટકલ બાંધી હતી કે કદાચ તે બેહેન હમણાં ઇંગ્લંડની બહાર ગઇ હશે અને જાહેર ખબર તેણીના જોવામા આવી હશે નહીં. મરનાર આવી રીતે એકાંત એખલી અતુલી જીંદગી ગુજારતો હતો તેનું કારણ એવું ધારવામાં આવતું હતું કે પ્યારની બાબતમાં તે નાસીપાસ થયો હતો અને તેથી દુન્યાથી અને સંસારથી તેનું દીલ ઉઠી ગયું હતું.

આ વેળા તપાસ મુલતવી રાખવામાં આવી અને બીજીવાર જ્યારે તપાસ પાછી ચાલુ થઇ ત્યારે એક સ્ત્રી જુબાની આપવાને

હાજર થઇ. તેણીનો ચેહેરો દેખામણો હતો અને પુરૂષના જીગર પર અસર કરે તેવો તેણીનો દેખાવ હતો.

તેણીએ જુબાની આપી કે "મરનાર સાથે અગાઉ હું અદરાઇ હતી, અમરાં લગનનો દીવસ નકી થયો હતો. પણ તેટલાં એક બીજા પુરૂષ સાથે મને ઓળખાણ પાડી. મારે ટુંકમાં કહેવું જોઇએ કે તે બીજો પુરૂષ નીચ ખાસીહતનો હઇત હતો અને હું મુરખ હતી. હું તે પુરૂષ સાથે નાસી ગઇ, મેં ધાર્યું કે તે મારી સાથે લગન કરશે પણ તેણે મને ઠગી અને મારૂં નખોદ વાળ્યું, મને પાછળથી શક ઉપજ્યો કે મરનારે ઉપર તે પુરૂષે વેર લેવા સોગંદ લીધા હતા અને વેર લેવા કાજે તેણે તેના પાસામાંથી તેની માશુકને (મને) ખુંચવી લીધી હતી. તે પછી મરનારે એકાંત જીંદગી ગુજારી અને ગમખાર એવો બન્યો કે હાડપીંજર જેવો થઇ ગયો. જે પુરૂપ સાથે હું નાસી ગઇ હતી તે પુરૂષે આ ખુન કરયું હોય એમ હું ધારતી નથી કારણ કે આવી રીતે ખુન કરવાથી તે પુરૂષને કશો લાભ થાય એવું હતું નહીં. તે પુરૂષ એવો છે કે જો તેને લાભ થતો હતે તો કદાચ ખુન કરતે. મરનારની બેહેનને મેં કદીબી જોઇ હતી નહીં. જે માણસે મારૂં નખોદ વાળ્યુ છે તેને હું શોધતી ફરૂં છું, મારા સમાગમમાં તે આવશે તો હું તેને છોડશ નહીં."

જ્યારે તે સ્ત્રી છેલ્લા બોલો બોલી ત્યારે તેણીની તારા જેવા ઝળકતી આંખો વીકાળ બની અને તેણીએ પોતાના ગોરા ઘટમદાર હાથની એવી દાંતમાં કચકચાવીને મુકકી વાલી કે મને લાગ્યું કે જે

માણુસે તેણીનું નખોદ વાળ્યું હશે તેને ઠાર મારી નાંખવાને પણ આ સ્ત્રી ચુકવાની નથી. તે સ્ત્રીનું નામ મીસ મીડ હતું.

---

## પ્રકરણ ૩ જું.

---

### ભમતો ભુત.

---

રાતે ન ઉંઘ—ન દીને કરાર,
ઉચ્ચત મજ જીવ સાંજ ને સવાર,
ભુલી નહીં શકું હું ખુની તે નાર.
તેનો ને તેનોજ બસ આવે વીચાર,
તે ચહેરો મજ આંખોમાં રમતો રહયો,
ગોયા મારા ઘરમાં ભુત ભમતો રહયો.

એક ખુની સ્ત્રી પછી તે ગમે તેવી ખુબસુરત રૂપસુંદર અને પરીપેકર હોય પણ જો તેણીનો ચહેરો એક માણુસની આંખ સામે રાત દીવસ ભમતો રહે તો તે માણુસને માટે તે બનાવ કાંઇ ઘણો ખુશનુમા હોતો નથી. જે સ્ત્રીને લગનના પોશાકમાં, બેહદ ખુબસુરત મધુર ઘભરાયલા ચહેરા સાથ હાથમાં લોહી ઝઝરતી છરી સાથે દોડતી મેં જોઇ હતી તેણીનો ચહેરો રાત દીવસ મારી સાંમે ભમતો ને ભમતોજ મેં જોયો.

મારા ઓરડામાં હું એકલો બેસતો તો તે ચહેરો મારી સામે આવીને ઉભો રહેતો. રાતના સ્વપનામાંથી તેજ ચહેરો અને બહાર નીકળું કે ફરવા જાવું તો જાણે તે ચહેરો મારી પુઠે ને પુઠે દોડતો આવતો હોય એવુંજ મને લાગ્યા કરે. આવી રીતે તે ચહેરાને મારી સાથે હમેશ ભમતો જોઇ મને કંટાળો ઉપજ્યો અને કચવાટ ઊપજ્યો હું બેજાર થઇ ગયો, એટલો તો હું તેનાથી હેરાન થયો કે મારી ભુખ અને ઉંઘ પણ નાસી ગઇ. કોઇ વાર તો તે ભુત જેવા ઓળાને જોતાં જીવપર હું આવી જતો અને તે દેખાતા ઓળા તરફ હાથમાં આવ્યું જે તે ફેંકતો અને તેમ કરતાં કોઇ વાર તો મારાં ઘરના ફરનીચરની હું ભાંજફોડ કરતો. એકવાર મારી મોટી મોહડું જોવાની આરસી મેં આ પ્રમાણે ભાંજી નાંખી અને મારી ઘરવાળી તો એમજ સમજી કે રાતના મેં છાંટોપાણી વધતો ઓછો લીધો હશે અને તેની જુમમાં આએ આરસીનો ખુરદો કીધો હશે.

આવી હાલતમાં છું તેટલાં મારી હેતવંતી બેહેન મોડ તરફથી મને એક કાગળ મલ્યો. મારી બેહેન મોડ પરણેલી હતી અને લંડનની બહારના ગામડાંમાં પોતાના ખાવંદ મી૦ જોર્જ નોર્થ સાથે રહેતી હતી. મારા માતાજી પણ તેણી સાથે રહેતાં હતાં અને મારી બેહેનના બે બાળકો—દીકરો સેમ્યુઅલ અને દીકરી નોમી—ને મારાં માયજી તાલીમ આપતાં હતાં જે બંને છોકરાં જબરાં તોફાની હતાં.

મારી બેહેન મોડ તરફથી મને મળેલો કાગળ નીચે મુજબનો હતોઃ—

મારા પ્યારા સ્તુઆર્ટ—આશા છે કે તું ખુશી-તંદરોસ્તીમાં હશે. અમો સૌ સારી પેઠે છીએ. જો બની શકતું હોય તો કાલે આપણે ઘરે આવજે. આપણે રાતે સાથે જમીશું. અમારે ઘરે નવી નોકરી રહેલી ગવરનેસને તું જોશે તો ઘણોજ ખુશી થશે. ઘણીજ ભલી અને સાલેસ સદગુણી છે અને કામ કાજ કરવામાં ઘણી હુશીઆર છે અને વળી ખુબસુરત તો એવી છે કે રખેને તું તેણીને જોતાંજ મોહી પડે એવી ચીંતા મને ઉપજયા કરે છે. તેણીને માટે ડા૦ લવીએ ભલામણ કરી હતી અને હવે ડા૦ લવીનો જેટલો આભાર માનું એટલો ઓછો છે કારણ કે ડાકટરે મને ખરેખરી ભલી અને હુશીયાર ગવરનેસ મેળવી આપી છે. એ નવી ગવરનેસનું નામ મીસ હર્સ્ટ છે. ઝાઝું બોલતી નથી પણ નરમાશવાળી ઘણી છે. મારાં છોકરાંઓ એની ઉપર કુરબાન થઈ ગીયાંછ. માયજીબી એને ઘણીજ પસંદ કરેછ ને મારો ખાવંદ જોર્જબી એનાથી મગન મગન થઇ જાય છે. તુંબી એને જોશે તો જરૂરજ ખુશી થશે. અમારી સાથે રાતે જમીને સધાવજે. સેમ્યુઅલ અને નોમી તુંને ઘણો યાદ કરે છે. જરૂર આવજે.

લા૦ તારી હેતવંતી બહેન,
**મોડ નોર્થ.**

આ કાગળ વાંચતાં મને હસવું આવ્યું. આજ લગનમાં મારી બેહનને ઘરે ઘણી ગવરનેસ નોકરી રહી ગઇ હતી પણ કોઇબી ગવ-રનેસ તેને ગમેલી નહીં. કાંઇને કાંઇ ખોડખાપણ કહાડતી અને તેની

સાથે એવાં ચીહડાં પ્હાડતી કે થોડા વખતમાં તે ગવરનેસ નોકરી છોડીને નાસી જતી. આએ વેળા આએ ગવરનેસ ઘણી પસંદ પડી એ મને અજાયબી લાગી. આ વેળા મારી ઘરવાળી આવી અને મેં તેણીને કહ્યું કે "હું તો રાતે મારી બહેનને ઘરે જમવા જવાનો છું-જરા મોડેથી આવશ."

"ભલે," તેણીએ હસીને જરા રમુજમાં કહ્યું: "પણ આવીને પાછો કાંઇ આરસીનો કાચ ભાંજતા ના; જવાન છો તેથી કહેવું પડે છે કે છાંટો પાણી હમેશાં ઘણો લાભ કરનારો નીવડતો નથી."

"આરસીનો કાચ ભાંગ્યો તેમાં મારો કસુર નથી; પેલી સ્ત્રીનો કસુર છે." મેં જવાબ દીધો.

બેધ્યાન પણ 'તે સ્ત્રીનો કસુર' એમ મારાથી બોલાયું અને તે સાંભળીને મારી ઘરડી ઘરવાળી અજબ થઇ.

"કેઇ સ્ત્રીનો ? વળી તમે એ નવાં ઢણુક શું માંડયા છે ?"

"એક સ્ત્રીનો ભુત મારી પાછળ ભમે છે."

"ઓ માયરે ! એવું શું બોલો છો ? મારા હાડેહાડ કાંય ધ્રુજાવતા હશો ! અહીં તો ભુત દાકણ છેજ નહીં."

"ઠીક છે-જોશો તો જાણશો."

હું તે પછી બહાર નીકળ્યો અને મારી કલબમાં ગયો જ્યાં હું બેઠો. મારી પડોશમાં એક દોસ્ત બેઠેલો હતો જેણે મને સવાલ કર્યો:-

"જે માણસનું ખુન થએલું તેની ગુમ થયલી બહેનની નીશાની કાંઇ મળી કે !"

"નહીં, હું જાણું છું ત્યાં સુધી તો કશી નીશાની અત્યાર સુધીમાં મળી નથી," મેં જવાબ દીધો.

"તેણીની નીશાની મળી આવે એવું હું ઇચ્છું છું. મરનાર મોટી દોલત મુકી ગયો છે અને તે બધી દોલત પોતાની બેહેનના નામપર તે કરી ગયો છે. તું એ બેહેનને કાંઇબી કરીને શોધી કહાડ અને તારી સાથે તેણીને દોસ્તી થાય ત્યારે મને બી તેની સાથે ઇન-ટ્રોડયુસ કર. જરા ઉમંગ તો પકડ, યાર."

"તું કાંય તેણીની સાથે ઇનટ્રોડયુસ થવા માંગે છે?"

"તું નહીં સમજ્યો!"

"સમજ્યો હોવું તો પુછું શુ કામ?"

"મોજમાં જીંદગી ગુજારવા માટે—હવે સમજ્યો!"

"નહીં-હજી હું નથી સમજ્યો."

"તું તો ઓલ્યો મહારાજ છે. એની સાથે ઇનટ્રોડયુસ થાવું તો પછી એની સાથે પરણી જવાનો લાગ મળે અને તેમ જો થયું તો લખપતી બનું અને મહેનત મસાગત જંજાલ સઉ તલી જાય."

મેં મારા દોસ્ત તરફ જોયું. ૪૫ વરસનો અઢાર અને વાંકા ટીકા ચહેરાનો માણુસ એક લખપતણુ સાથે ઝટપટ પરણી જવાની ઉમેદ બાંધે છે. મને બેશક તે જોઇને રમુજ ઉપજી અને હું બોલ્યો.

"ને તું શું એમ ધારે છે કે તુંને જોતાંજ તે છોકરી તારી ઉપર મોહી પડશે અને તરતજ તારી સાથે પરણીને બધી દોલત તુંને આપી દેશે!"

"દરેક છોકરી પરણવાને આતુર હોય છે."

"તારા જેવા સાથે તો નહીંજ."

હું ત્યાંથી નીકળ્યો અને મારી આફીસમાં જઇ પુગ્યો. આખો દીવસ કામકાજમાં નીકળી ગયો અને સાંજના ઘર જઇ કપડાં બદલી રેલવે ટ્રેન મારફતે મારી બેહેનના ઘર તરફ હું રવાના થયો. સ્ટેશન પર ઉતરી ઉતાવળે ચાલી મારી બહેનને ઘરે હું જઇ પુગ્યો. જ્યાં મારી બેહેનના બંન્ને છોકરાં મને બારણાંમાંજ મલ્યાં કારણ કે તેઓ મારી આવી પુગવાની રાહ જોતાં હતાં. મેં તેમને પેપરમીટ અને રમકડાં આપ્યાં અને પછી બંગલામા હું દાખલ થયો. મારા માતાજી મને જોતાંજ મારી તરફ આવ્યાં અને તેવણ મને હેતથી ભેટયાં. તે પછી મારી બેહેન અને તેણીનો ખાવંદ દીવાનખાનામાં દાખલ થયાં અને મલ ભેટ થવા પછી વાત ચીતે બેઠાં. મારી બહેનનો ખાવંદ જોર્જ સારી ગુજાશવાળો અને મોજીલો છે અને કુટુંબ કબીલાપર તેની પ્રીતી અઠાગ છે.

વાત ઉપરથી વાત નીકળતાં નવી ગવરનેસની વાત ચાલુ થઇ. પહેલાં તો બેહેને તે ગવરનેસ માટે ટોપલા ભરીને વખાણ કીધી અને જોર્જ પણ તેણીની વખાણ કરવામાં પછાત પડયો નહીં અને મારા માયજીએ તો એવું મત બાંધ્યું કે આએ મીસ હર્સ્ટ છોકરી ઉંચ ખાનદાનની અને ઉંચ બુન્યાદની હોવી જોઇયે.

મીસ હર્સ્ટ ઓરડામા હવે આવી અને તેણીને જોતાંજ હું ભડકયો. તે કોણ? ખુન કરી, છરી ફેંકી નાઠેલી પેલી ખુબસુરત છોકરી!

મીસ હર્સ્ટ મને જોઇને સહેજ હસી. પણ મને હસવું આવ્યું નહીં. મેં તેણીના ખુબસુરત નાનકડા રમકડાં જેવા હાથ તરફ જોયું. લોહીના દાઘ વનાના તે નીરદોષ હતા. મેં શેકહેંડ કીધી નહીં પણ ફકત નમન કર્યું. મારા ઓરડામાં ભુત જેવી મારી નજર આગળ ભમતી સ્ત્રીને મેં નજરો નજર જોઇ અને તેબી વળી મારાં બેહેનના ઘરમાં. મેં તુરતા તુરત મનમાં ઠરાવ કરયો કે આવી ખુની સ્ત્રીએ આ ઘર તરતજ છોડી જવું જોઇશે. મારી બેહેનની સંગતમાં એક ખુની સ્ત્રી રહે, મારી બેહેનના છોકરાંઓને એક ખુની સ્ત્રી શીક્ષણ અને તાલીમ આપે, મારાં માતાજીના સાહયા હેઠળ એક ખુની સ્ત્રી સુખે દહાડા ગુજારી તે સઘળાંઓને પોતાના પાપથી બેખબર રાખી સદા ઠગતી રહે એ મારાથી તામોશ કરી શકાય નહીં; અને તેટલા માટે મેં ઠરાવ કરયો કે આ સ્ત્રીને અહીંથી બનતી ઉતાવળે હાંકી કહાડવી.

હું તદનજ અવાચક ચુપ થઇને ઉભો. કોઇબી સ્ત્રી સામે કોઇબી વાર હું એવી રીતે તદનજ ચુપ થઇને ઉભો રહગો નથી. મારી બેહેન હસી પડી; તેણીએ તો એમજ ધારયું કે મીસ હર્સ્ટની અથાગ ખુબસુરતીથી હું છક થઇને ચુપ બની ગયો હતો—ખરી વાત શું હતી તે તો મારી બેહેન બીચારી શું જાણે?

આ વેળા નોકરે આવીને ખબર આપી કે ખાણું તઇયાર હતું. હું મારાં માતાજી આગળ ગયો અને મારો હાથ તેમને આપ્યો પણ તેવણ હસી પડીને બોલ્યાં; "નહીં, નહીં, મારા જેવી ઘરડી સ્ત્રીઓ પોતાની સંભાળ પોતાની મેળેજ લઇ શકે છે. દીકરા, તું મીસ હર્સ્ટને હાથ આપ."

મીસ હર્સ્ટ આગળ જવાની અને તેણીને મારો હાથ આપવાની મને ફરજ પડી. બીજુ હું શું કરૂં?

"તમોને ઠંડી સરદીમાં મુસાફરી કરવી પડી હશે." મીસ હર્સ્ટે મને હસીને કહ્યું. "તમો શહેરમાંથી આવ્યા કે?"

"હા, ગ્રેટ જેમ્સ સ્ટ્રીટ મધેથી આવ્યો. તમોએ તે મોહલો જોયો છે કે?" મે અરથસુચક ઇશારો કીધો.

મારા આએ ઇશારાની સહેજબી અસર તેણીની ઉપર થઇ નહીં. તેણીએ હસ્તે ચહેરે જવાબ દીધો; "હું નહીં ધારતી કે તે મોહલો મેં જોયો હોય. શહેરની બાબતથી હું ઝાઝી માહીતગાર નથી; ત્યાં હું ઝાઝી વસી નથી."

મેં તેણીના ચહેરા તરફ ટીકીને જોયું. તે ચહેરો ગોયા તદન નીરદોષ હોય અને તેણી સાચુંજ બોલતી હોય એવું મને લાગ્યું; છતાં હું ખાતરીથી જાણતો તો હતોજ કે તેણી ખોટું બોલતી હતી અને ખોટો ઢોંગી દેખાવ કરવામાં પણ તેણી પરવીણ હતી એવી મારી ખાતરી થઇ.

"એ મોહલો એકાંત છે." મેં કહ્યું; "ત્યાં કાંઇ જાણવાજોગ બનાવ દરરોજ બનતા નથી. પણ ત્યાં બનેલા એક બનાવની વાત હું જમી રહયા પછી કહેવશ, હમણા જો કહેવશ તો તમારી ભુખ ઉડી જશે."

"બીચારી મીસ હર્સ્ટને ભુખ છેજ નહીં," મારાં માતા વચ્ચે બોલ્યાં: "એ ઘણુંજ થોડું ખાય છે-ગરીબ બીચારી."

એ છોકરીની ભુખ ઘણી થોડી હોય તો અજાયબી શી? ખુન કરનારી છોકરીને ભુખ લાગેજ કેમ! કદાચ તે પાપનો પસતાવો એને રતો હશે અને તેથીજ ભુખ લાગતી નહીં હશે. મેં જોયું કે ખરેખર તે છોકરીએ ઝાઝું ખાધું નહીં. મને બી અકરચકર થયા કીધી. હસવા બોલવા મને ગમ્યું નહીં. જે છોકરી મારી પાસે બેઠેલી હતી તેના ગુનાહની યાદ હરબાર મને આવતી હતી અને તેણીને હું એટલી તો ધીકારતો હતો કે વાતચીત કરવાબી મને ગમી નહી.

"તું આજે એટલો ચુપ કેમ થઇ ગયો, સ્તુઆર્ટ?" મારી બેહેને પુછ્યું: "તારી તરફનાં કાંઈ સમાચાર કહેની. તું તો છાપા ખાનાનો માણસ તે ખબરો ઘણી ધરાવતો હોશે."

"કાંઇ જાણવા જોગ તો નથી." મેં જવાબ દીધો; "પણ એક વાત કેહું કે! મારા ઓરડામાં ભુત ભમનો ફરે છે."

"ભુત! વળી એ શું ધખારો?" મારા માતાએ કહયું.

"હારે હા. ભુત ભમેછ ને તેથી હું ચકભમ થઇ જવુંછ."

"માટીડાનો ભુત કે બઇરાંનો ભુત?" જોર્જે રમુજમાં પુછ્યું.

"બઇરાંનો."

"બઇરાંનો ભુત હોય તો તે ભુત છેજ નહીં." જોર્જે કહયું. "કોઇ છોકરીના પ્યારમાં તું પડયો હોશે ને તેનો ચહેરો તારી આગલ ભમતો હોશે. હું તારી બેહેનપર મોહી પડેલો ત્યારે એબી મને ભુતની માફક દેખાયાજ કરતી હતી. તે ભુતવાળી બઇરી છે કોણ?"

"તમો કદાચ તેને નહીં ઓળખશો. હુંબી તેને બરાબર નથી ઓળખતો. હું તેના પ્યારમાં તો નથીજ પડયો પણ હું તેને ધીકારૂંછ. ગેઇ રાતના મેં તે ભુતના ચાળા તરફ મારૂં બુટ ફેંકયું અને આરસીનો કાચ ભાંગી ગીયોછ."

જોર્જ તો બેઅખત્યાર હસી પડયો: "રાતના ભુત દેખાયો! કેટલા પેગ પીધા પછી દેખાયો વારૂં!"

"મેં દારૂ પીધેલોજ નહીં. ખરેખર કહેવુંછ કે મને ભુતના ચાળા દેખાયાજ કરેછ,"

"તે ભુત કેવો છે!" મોડે પુછયું.

"એક ખુબસુરત દાકણ જેવે."

"ને તે દાકણ શું કરેછ!"

"મારી તરફ જોયછ; મારા દરેક ચેનચાળા તપાસેછ. મારા ઓરડામાં એકલો રહેવા મને ગમતું નથી."

જોર્જ તો હસ્યાજ કીધો અને બોલ્યો: "બેરાદર, મારી સલાહ માની તે છોકરીને શોધી કહાડ અને તેની સાથે લગન કર; હું આજે ખરેખરી આગાહી કરૂંછ કે જે છોકરીનો ભુત તું જોયછ તેની સાથે આખરે તું પરણુશે."

"હું પરણુશ તો નહીં પણ તેણીને હંમેશાં ધીકારશ."

"તારે ગમે તે તું બોલ્ય હું તો નથી માનતો, તમારૂં શું મત મીસ હર્સ્ટ?" જોર્જે મીસ હર્સ્ટને પુછયું.

"મનેબી એક માણસનો ચહેરો આંખ આગળ ભમતો જણાય છે," તેણીએ કહ્યું: "અને હું પણ તે ચહેરાને ધીક્કારૂં છું."

"ત્યારે તો સ્ટુઆર્ટ અને તમે બેઉ ભુત મામાના ભાણેજ થાવો." જોર્જે કહ્યું.

"કદાચ તમોને એક મરણ પામેલાં માણસનો ભુત જ્યાર ત્યાર નજરે પડતો હશે." મેં તેણીને કહ્યું.

તેણીએ મારી તરફ જોયું; તેણીએ હવેજ મને પીછાણ્યો. ફકત હુંજ સાંભળી શકું તેવા ધીમા અવાજે તેણી બોલી: "તમે-તે રાતે મળેલા તમે-હા તમેજ!"

અને તેણી બેહોશ થઇ ગઇ.

---

# પ્રકરણ ૪ થું.

## "જાવું?-ક્યાં જાવું?"

---

સમજ રે સમજ-ઓ મરદ અજાણ,
જરા તો કર મજ દુખની પીછાણ,
ગમખારી સાથે ના રવડતી કર,
ન ભીખારી અવતારે રખડતી કર,
સખુનની શમશીરે કરેછ કતલ,
મોત વના લાવેછ તું મારી અજલ.

મીસ હર્સ્ટને જમવાના ઓરડામાંથી મારી બહેન અને મારાં માયજી લઈ ગયાં અને તેઓના જવા પછી જોર્જ બોલ્યો: "એ થયું શું ? એકાએક એ છોકરીને એમ શું થઇ આવ્યું ? કાંઇ સમજ નહીં પડતી."

મેં પુછ્યુ: "એ છોકરી અહીં કેમ આવવા પામી ! ક્યાંથી આવી ? એને અહીં કોણ લાવ્યું ? એને માટે ભલામણ કોણે કીધી ?"

"ઘણીજ સારી ભલામણ એને માટે થઇછ." જોર્જ બોલ્યો: "પણ તું એ સવાલ કાંય પુછેછ ? કાંઇ વાંધા જેવું તો નથીની ?"

"વાંધા ભર્યું છે—ખરેખર વાંધા ભર્યું છે." મેં જવાબ દીધો; "જેને આએ છોકરી માટે ભલામણજ કીધી હશે તે સારૂ માણસજ હશે એમ હું માનું છું પણ તેમજ વળી હું એમ પણ માનું છું કે તે સારૂં માણસ આએ છોકરીને બરાબર રીતે ઓળખતો હશે નહીં. એ છોકરી માટે હું કાંઇક વધુ જાણું છું અને તેથી હું એવાં મત ઉપર આવ્યો છું કે આ ઘરમાં એ છોકરીએ વધારે વાર રહેવું જોઇશે નહીં."

"પણ તું એ છોકરી માટે એવું તે શું જાણેછ ? શું એ આબરૂદાર નથી ! નઠારી ચાલચલણની છે ! નઠારી સોહબત સંગત-વાળી છે !"

"નઠારી કે સારી ચાલચલણનો સવાલ છેજ નહીં, બીજોજ વધારે અગતનો અને ગંભીર સવાલ છે." મેં ફરીને કહયું.

"તું મને અજબ કરેછ ને મને તું ચીંતા ઉપજાવેછ."

"હું તમારી આગળ એ છોકરીની સઘળી હકીકત કહું છું. એને માટે જેટલું હું જાણુંછ તેટલું સઘળું હું તમોને હમણા કહી દઉં છું. તે જાણીને તમો અજબ થશો. પણ તમો એ સઘળી વાત હાલ તરતતો ખાનગીજ રાખજો. તમો મોડને કે મારાં માયજીને એક હરફબી જણાવતા ના. હું એ છોકરી સાથે ખાનગીમાં વાતચીત કરશ અને એ છોકરી પોતાની રાજી મરજીથી અત્રેથી રવાના થતી હોય દેખાવ કરશે જેથી સઉને એની વાતથી બેખબર રાખવાનું બની આવશે. પણ આ ઘરમાથી એ છોકરીએ તો જવુંજ જોઇશે."

"ઠીક છે; એમજ કરશું; એ છોકરી માટે તું શું જાણેછ?"

"એ છોકરી ખુની છે,"

મારો બનેવી ચોંકયો બલકે ભડકયો.

"ખુની! એ છોકરી ખુની! અરે ભાઇ તું કાંઈ ભુલતોતો નથી? ખરેખર એને પોતાને હાથે ખુન કીધું?"

"હા. ગ્રેટ જેમસ સ્ટ્રીટ મધે થયલાં ભેદ ભરેલાં ખુનની હકીકત તમોએ સાંભળી છે કે! તે ખુન આએ છોકરીએ કીધું."

"તેં તે કેમ જાણ્યું?"

મેં તે આગલા બનાવની સઘળી હકીકત મારા હકીકી ભાઇને કહી સંભળાવી.

"પણ બેરાદર, એના હાથમાં છરી હતી એમ કબુલ કર્યે, તે છરી તાજાં લોહીથી ગડગડતી હતી એમબી કબુલ કર્યે, તોબી એ બનવા જોગ છે કે તે છરીનો એને પોતે ઉપયોગ કરયો નહીં હોય."

"તમારા મત સાથે હું મળતો થઈ શકતો નથી."

" અને તેનું કારણ શું ?"

"જો એ છોકરી નીરદોષ હને તો કોરોનરની જુરી વેળા એ છોકરી હાજર થને અને કોણે ખુન કર્યું તથા તેણીએ પોતે શું જોયું તેની જુબાની આપતે" મેં જવાબ દીધો. "જુરીની તપાસ વેળા તેણી હાજર થઇ નહીં. તે ઘરમાંથી એ છોકરી સીવાય કોઇબી બીજુ માણસ બહાર નીકળ્યું નહીં. તો પણ આજે હું એની ખાનગીમાં મુલાકાત લેવશ–જોઇયે એ પોતાનો શું બચાવ કરે છે."

"ઘણી બુરી સંકડામણ થઇ." જોર્જ કચવાઇને બોલ્યો; "અલબતાં જો એવાંજ કરતુક કરનારી એ છોકરી હોય તો એને આ ઘર છોડી જવુંજ જોઇશે. પણ હું ફરીને પુછુંછું, બેરાદર, આએ છોકરીને ઓળખવામાં તેં ભુલ તો નથી કીધી! તારી પુરેપુરી ખાતરી છે!"

"પુરેપુરી ખાતરી છે. એનો ચેહેરો એવો છે કે જે એક વાર જોયો હોય તો કદીબી ભુલાય નહીં. વળી મારી ભુલ છે કે નહીં તે એની સાથની ખાનગી મુલાકાત દરમ્યાન માલમ પડી આવશે."

"તારા ઓરડામાં ભુત તરીકે જે ઓળો તારી સામે ભમ્યા કરે છે તે આએ સ્ત્રીનો ચહેરો કે!"

"હા," મેં કહ્યું: "પહેલાં તો મારી વાત એને ગુપચુપ સાંભળવા કીધી પણ મને જ્યારે એને ઓળખ્યો ત્યારે એણે જાણ્યું છે જે સઘળી વાતથી હું માહીતગાર હતો તે કદાચ હું જાહેર

કરશ અને એમ સમજેલી હોવાથી એ બેહોશ થઇ ગઈ. તમોએ જોયું કની?"

અમો હવે ડરોઇંગ રૂમમાં ગયાં. મીસ હર્સ્ત એક ખુરસી પર બેઠેલી હતી અને પુરેપુરી સાવધ થયલી જણાતી હતી. મેં તેણીની આગળ જઇને પુછ્યું: "તમારી તબીયત કેમ છે?"

"ઠીક છે." તેણીએ બહુજ મીઠા મધુર પણ ગમખાર અવાજે જવાબ દીધો; "તમોને ફુલનો શોખ છે કે?"

"હા."

"ત્યારે આવો, આપણે કનઝરવેટરીમાં જઇએ, ત્યાં ઘણા સુંદર ફુવારા છે; તે જોઇએ."

અમો બને કનઝરવેટરી તરફ ચાલ્યા. જોર્જ ગુપચુપ બેસી રહયો અને મારી બહેન તથા મારા માવજી જરા રતી હસ્યા-કોણ જાણે તેઓ શું સમજ્યાં?

કનઝરવેટરીમાં જઇ પુગતાં તે છોકરી બોલી: "હું ધારૂં છું કે તમો મારી સાથ ખાનગીમાં વાત કરવાની ઇચ્છા રાખો છો."

"હા; તમારી સાથે વાત કરવાની મારી ધારણા છે, તમોને મેં જોયાં તેજ ઘડીએ તમોને ઓળખ્યા. તે રાતે મેં તમોને જોયાં હતાં એવું મેં આજ લગન કોઇનેબી કહયું હતું નહીં. મેં મારી જુબાની આપી હતી ત્યારે તમારી મુલાકાતવાળી બાબત તદનજ દાબી રાખી હતી. મારાથી બનતું કરીને મેં તમોને બચાવી લીધા છે કારણ કે તમો એક સ્ત્રી છો-એક જવાન સ્ત્રી છો, પણ શું કર્યું છે તે હું જાણું છું

અને તેટલા માટે હું ધારૂં છું કે તમારે આએ મકાનમાં રહેવું જોઇએ નહીં; તમારે આએ મકાન તરત છોડી જવું જોઇશે."

"મેં શું કર્યું છે તે તમો જાણો છો ?" એટલે શું ! મેં શું કર્યું ! તમો શું જાણો છો !"

હું સંકડામણમાં આવી પડયો. "તું ખુની છે" એમ કહેવાને મારી જીભ ઉપડી નહીં. તોબી મેં ભરમમાં કહ્યું: "તે ભયંકર રાતની તમોને યાદ હશે. લોહી ઝહઝરતી છરી સાથ મેં તમોને જોયાં હતા. તમો નાસી ગયા. અમોએ તે પછી જોયું કે એક માણુસનું ખુન થયું હતું- તરતનુંજ ખુન થયું હતું."

"પછી ?"

"તે ઉપરથી ફકત એકજ સાર નીકળી શકે છે."

"અને તે સાર એવો નીકળે છે કે તે ખુન મેં કર્યું ?"

"ત્યારે બીજો સાર શું નીકળે ?"

"અને તમો એમ કહો છો કે મારે આએ ઘર તરતજ છોડી જવું ?" તેણીએ ગમખાર થઇને મને સવાલ કર્યો.

"હા"

તેણીએ પોતાના નાના નાજુક હાથ એકકમે ભેરવ્યા અને મારી તરફ પોતાની મધુરી આંખથી જોયું અને બહુજ ગમખાર અવાઝે બોલી; "હું શું કરૂં ? જાવું ? કયાં જાવું ? તમો મને અહીંથી હાંકી કહાડશો તો હું કયાં જવશ ?"

મે જવાબ દીધો નહીં; તેણીએ કયાં જવું તે બાબત સાથે મને કશું લાગતું વળગતું હતું નહીં અને તેટલાજ માટે મને સખ્ત થવું પડયું—જીવ પર જબરી કરીને પણ હું વાજબીજ કરતો હતો એવી ખાતર જમાથીજ સખ્ત બનવું પડયું અને હું ચુપજ ઉભો રહયો.

"તમો મને અહીંથી હાંકી કહાડશો તો હું કયાં જવશ?"

"તમારા સગા સ્નેહી આગળ જજો."

"મારા સગા સ્નેહી! કયાં છે? કોણ છે?"

"તમારાં માત પીતા આગળ જાઓ; જે ડાકટરે તમોને અત્રે નોકરી રાખવાની ભલામણ કીધી તેની આગળ જાઓ."

તેણી સેહજ ચોંકી, જરા હડી ગઇ, અને પાછી મારી નજદીક આવી અને તેણીએ પોતાનો નાનો રૂપાળો હાથ મારાં ખભાંપર મુકયો. અને બહુજ ધીમા અવાઝે તેણીએ કહયું; "તમો મારે લગતી કેટલીક વાત જાણો છો, તો હું તમોને કાંઇ વધુ કહું છું. મારૂં નામ મીસ હર્સ્ટ નથી. હું ખોટાં નામે અત્રે આવી છું. તમો એમ ધારો છો કે મીસ હર્સ્ટ નામની છોકરીએ ખુન કર્યું છે; પણ હું ગમે તેવી પાપી કે નઠારી હોવશ પણ કોઇ નીરદોષ છોકરીના નામ પર બદનામી આવે તેવું હું કદીબી ઇચ્છું નહીં."

"તમો જો મીસ હર્સ્ટ નથી તો પછી તમો અત્રે કેમ આવી શકયાં?" મેં અજબ થઇને પુછયું.

"મેં એક છોકરી પાસેથી કાગળ લીધો કે જે છોકરીનું નામ મીસ હર્સ્ટ હતું. તે પોતાના આશક સાથે લગન કરવા જતી રહી

અને તેને બદલે મે મારૂં નામ મીસ હર્સ્ટ ધારણ કરી આએ નોકરી મેળવી. ખુદા સાહેદ છે—હું એખલી અતુલી હતી, આશરા વનાની હતી, ભુખે મરતી હતી, માટે મેં આ ઠગાઈ કીધી."

"એક પાપ તમોએ કીધું અને તે પછી આ બીજો ગુનાહ કીધો; તો પછી તમોને સજા કાંય નહીં થાય? ગમે તે હોય પણ તમારે અત્રેથી જવું જોઇશે."

"તમો જાણો છો કે તમો શું કરો છો તે? એક નીરાધાર મીસકીન સ્ત્રીને નાસીપાસી નીરાસી સાથે રખડતી, મુકો છો. મને અહીં રહેવા દો—ખુદાને ખાતર એટલી મહેરબાની કરો. હું કોઇનેબી હેરાન કરવાની નથી. મારાથી કોઇને બી ઇજા થવાની નથી. બેઉ છોકરાંઓ મને ચાહે છે—ભુંડા માણસોને બાળકો કદી ચાહતા નથી. તમારાં બહેન અને માયજી સંતોષ પામ્યા છે; અરે અરે મને અહી રહેવા દો–રહેવા દો."

તેણી મારા પગ આગળ ગુટણપર પડી; મેં તેને ઉઠાડી અને મારાથી દુર હડસેલી દીધી.

મેં કહયું: "તમો આવી માંગણી કેમ કરી શકો? મારી બેહેનનું અને તેણીનાં બાલકોનું રક્ષણ કરવાને હું બંધાયલો છું. તમારા જેવી સ્ત્રી અહીં રહે અને તે જાણવા છતાં હું ચુપ બેસું તો ખુદાનો ગુનાહગાર ઠરૂં. તમોને જવુંજ જોઇશે."

"પણ કયાં જાવું? કયાં જાવું?"

"તે હું શું જાણું? ગમે ત્યાં જાવો-પણ જવું તો જોઇશે."

તેણીની આંખમાંથી આંસુ ગબડી પડયાં. મને દયા ઘણી આવી પણ મને મારી ફરજ બજાવવાની હતી. ઘડીભરમાં તેણી શાંત થઇ. "ઠીક છે હું જવશ-મોરી મરજીથી આએ ઘર હું છોડી જાવુંછ એવો દેખાવ કરશ-તમારો આભાર માનુંછ કે તમોએ મારી હકીકત છુપી રાખી છે."

અમો ડ્રોઇંગ રૂમમાં પાછાં આવ્યાં અને તે પછી હું મારે ઘરે જવાને ઉઠયો અને સઘળાંઓને શેકહેંડ કરવા પછી છેલ્લાં તે છોકરીને મેં શેકહેંડ કરતાં હરૂસે-ફકત તેણીજ સાબળે તેમ મેં કહ્યું: "કબુલાત યાદ રાખજો."

"હા-હું કાલે જઇશ—હું ઇચ્છું છું હું અહીં આવીજ નહીં હતે."

"તમો અત્રે આવ્યાં નહીં હતે એમ હું પણ ઇચ્છું છું." મેં કહયું.

# પ્રકરણ ૫ મું.

## "એ છોકરી ઠગારી હતી કે?"

ધાર્યું કે નીર્દોષ બીચારી હતી,
કુટુંબને મારાં એ પ્યારી હતી,
ભલી મેં જાણી પણ ઠગારી હતી,
ભોલી મેં ધારી પણ નઠારી હતી,
દયા તેને કાજે મને આવી હરબાર,
ફરી મને મળે-છું એમ ઈંતેજાર.

થોડા દીવસ, ઉપલા બનાવ પછી વહી ગયા અને ત્યાર બાદ મારી બેહેન તરફથી મને કાગલ મલ્યો જેમાં મીસ હર્સ્ટ નોકરી છોડી ગઇ હતી એવી ખબર હતી. મારી બેહેનના કાગળ મધેને. નીચલો ફકરો અત્રે હું ઉતારી લઉં છું:-

"તમો જે રાતે મારે ઘરે જમવા આવ્યા હતા ત્યારે મીસ હરટ સાથે ખાનગી વાત કરતાં તમે તેણીને ભડકાવી હશે એવો મને શક ઉપજે છે કારણ કે બીજીજ સહવારે નોકરી છોડી જવાની તેણીએ નોટીસ આપી હતી. નોકરી છોડી જવાનું કશું કારણ પણ તેણીએ જણાવ્યું નહીં અને જે થોડા દહાડા તેણીએ નોકરી બજાવી હતી તે માટેનો પગાર પણ છોડી દેવાને તેણી તઇયાર થઇ હતી પણ મે તો બોહસ કરીને પગાર આખો

ચુકવી આપ્યો. ઘણીજ સારી છોકરી હતી. અમો સઘળાં ઘણાંજ ઘણાજ દલગીર થયાં. એવી બીજી ગવરનેસ કદીબી મળવાની નથી. મને લાગે છે કે એવી બીજીને કદીબી હું જોવશ નહીં અને કદાચ એને પોતાનેબી પાછી હું જોવશ નહીં."

મેં જીગરથી ઇચ્છયું કે મારી બેહેન આએ પાપી છોકરીને પાછી જોવા પામે નહીં. તે સ્ત્રીનો ભુત હજી બી મારી સમક્ષ ભમતોજ રહયો હતો પણ હવે તેના ચહેરામાં ફેરફાર થયો હતો. જયારે તેણી મારી આગળ કરગરીને બોલી હતી કે "જાવું; કયાં જાવું!" ત્યારે જે ગમખાર નીરાસી અને નાસીપાસનો છાપ તેણીના મનમોહન મુખડાપર પડયો હતો તે દેખાવ સાથનો દરદનાક ચહેરો મારી સાંમે આવીને ઉભો રહેતો હતો. મને તે જોઇને દુખ ઉપજતું અને હું ઘણો સખત થયો હતો એવું મને લાગતું પણ તે સાથે હું મનમાં સંતોષ માની લેતો હતો કે મેં મારી ફરજ બજાવી હતી.

થોડા દીવસ પસાર થયા અને એક સવારે મારી બેહેન પોતેજ હાંફતી હુંફતી મારે ઘરે આવી પુગી.

"અત્યારે બેહેન તું કેમ આવી!"

"હમણાંજ આવી ને હમણાંજ પાછી જવાની છું, તુને ખાસ મળવા આવી."

"પણ છે શું! એવું તે શું બન્યું કે બેહેન તુ ઉતાવળે દોડની આવી અને વલી પાછી ઉતાવળે દોડતી જાય છે! ઘેરમાં સઉ સારી પેઠે તો છેની!"

"સઉ સારી પેઠે છે પણ હું પોતે ગભરાતમાં પડીછ ને મને જબરો ધભરાટ થાયછ."

"એટલું બધું ! તે શું બન્યું ?"

"મારી જીંદગી ભરમાં હું આવી ગુચવણમાં પડી નથી. મને ઘણોજ ધભરાત થયા કરેછ."

"પણ થયું શું તે તો કેહ."

"હું કેહુંછ રે એક મીનીટમાં કેહુંછ. એવું બન્યુંછ કે મને જબરો ધ્રસ્કો લાગ્યોછ. એવો ધ્રસ્કો મને કોઇ દહાડે લાગ્યો નથી ને એવી ગુચવણબી મને કોઇ દહાડે ઉપજી નથી."

"પણ હવે તું કહી દેની. નકામી ધભરાશે ને ધભરાવશે જો. થયું શું ? બોલની તો."

"તું માનશે સ્તુઆર્ટ–પેલી મીસ હર્સ્ટ જે હતી, તે મીસ હર્સ્ટ નહીં હતી."

હું ચેતી ગયો કે પેલી છોકરીની ઠગાઈ પકડાઇ આવી છે. તોબી અજાણો થઇને હું બોલ્યો; "ખરેખર ? ત્યારે તે કોણ હતી !"

"ખુદા માલુમ કોણ હતી ?" મોડ બોલી: "તે કોણ હતી તે હવે પછીબી માલમ પડે એમ હું ધારતી નથી. એ ઠગાઈ તો માલમ પડતે નહીં જો પણ કાલે એક ખુબસુરત છોકરી અને તેનો ખાવંદ અમારે ઘરે મલવા આવયાં. તેમના નામ મી૦ અને મીસીસ બેલ. તે છોકરીએ કહયું કે તેણીનું બાપીકું નામ મીસ

હસ્ત હતું અને તે અમારે ત્યાં ગવરનેસ તરીકે નોકરી આવવાની હતી પણ નોકરીએ આવવાને બદલે તેણી પોતાના આશક સાથે બીજે ગામ ગઇ અને ત્યાં તેઓએ લગન કીધાં. નોકરીએ નહીં આવવા માટે પોતાની દલગીરી જાહેર કરવા અને દરગુજર ચાહવા તેઓ અમારે ઘરે આવેલાં. અમો તો તે વાત સાંભળીને અજબ થઇ ગયાં અને મીસ હર્સ્ત નોકરીએ આવી હતી અને ખેદ ભરેલી રીતે નોકરી છોડી ગઇ હતી તે સઘળી વાત અમોએ તેમને કહી. આ ઉપરથી મી૰ બેલ બોલ્યો કે જે છોકરીને કાગળ ટપાલમાં નાંખવાને સારૂ આપ્યો હતો તે છોકરીએ ઠગાઇ કીધી હશે. કેવી ઠગારી છોકરી? જ્યારે આએ બેલ ધણી ધણીયાણી અમોને મળવા આવ્યા ત્યારે બી જો તે છોકરી નોકરીએ રહેલીજ હતે તો કેવો દેખાવ થતે?"

"તે વખતે વળી શું થતે? તેને નોકરી પરથી તું કહાડી મુકતે–વળી બીજું શું?" મેં ઠંડે કલેજે કહયું.

"તે ઠગારી તો હતી પણ કેવી ભલી ને ખુબસુરત હતી."

"ઠગારી છોકરીઓ હંમેશાં ખુબસુરત હોય છે અને તેઓ ભલાઇ કરવાનો ઢોંગી દેખાવ કરે છે. પણ બેહેન, તું આએ વાત કહેવા સારૂં તારે ઘેરથી છેક અહીં સુધી દોડતી આવી કે!"

મારી બેહેન આએ સાંભળીને અજબ થઇ. "હાજતો, શું એ વાત એટલી મોટી અગતની નથી કે તુને તુરત તે કેહવી જોઇયે? અને તુરતા તુરત ઉતાવળે એ બાબતમાં પગલાં લેવા જોઇયે? જેમ તું ઠંડે કલેજે બેસી રહેછ તેમ જોર્જબી આએ બનાવ તરફ તદનજ બેદરકાર બન્યોછ. તમો માટીડા એવા કેવા? જોર્જને મેં પુછયું કે

આએ બાબતમાં શું કર્યે ? ત્યારે કહેજે 'કાંઇજ નહીં–બન્યું તે બન્યું હવે તેની દરકાર શાની કરવાની ?' તેથી હું તારી આગળ દોડતી આવીને હવે તુને પુછું છ કે શું કર્યે ?"

"ને હુંબી જવાબ દઉંછ કે કાંઇજ નહી–બન્યું તે બન્યું–હવે તેની દરકાર શાની કરવાની !"

"એટલે ? તે . છોકરીને સજા પુગાડવા વના છટકી જવા દેવી જોઇયે !"

"પહેલાં તો તેને આપણે શોધી કહાડયે એ બનવા જોગ નથી; અને જો તેણીને શોધી કહાડયે અને સજા પુગાડયે તો તેથી આપુને પોતાને લાભ શું થાય?"

"લાભ તો નહીં થાય–પણ તે ઠગારી હતી કે? તે એવી ભલી એવી ખુબસુરત, એવી સાલેસ અને એવી ઇજતદાર હતી કે મારાં મનને હું હજાર વખત સવાલ કરી ચુકી કે 'એ છોકરી ઠગારી હતી કે!' એ ઠગારી હતી એમ મને માનવાબી ગમતું નથી."

"તો ના માન; જીવને જેમ તેમ સંતોષ ને ધીરજ આપ. જ્યારે તારી એટલી બધી દીલસોજી તે છોકરી તરફ છે ત્યારે શા માટે તેને સજા કરવાનો વીચાર કર્યા કરેછ ?"

"હું તારી આગળ દોડતી આવી તેનું કારણ એ કે તું મને એવું કહે કે 'એ છોકરી ઠગારી હતી એમ હું માનતો નથી.' જો તું એમ કહે તો પછી મારાં જીગરનો શક દુર થઈ જાય."

"બ્હેન, હું એમ કેમ કહી શકું? તે ઠગારી હોય પણ હવે જ્યારે તે પોતાની મેળે ગઇ ત્યારે ખટપટ કરવામાં ફાયદો શું?"

"કાંઇજ નહીં." મારી બ્હેન નાસીપાસી થઇને બોલી "ઠગારી હોય કે નહીં હોય પણ જો એ પાછી આવે તો જરા રતી ઠપકો દઇને, થોડી ઘણી શીખામણ દઇને એને હું પાછી નોકરીએ રાખું જો; મને એ ઘણીજ ગમતી હતી-બીચારી ઘણીજ નીર્દોષ ને ભલી લાગતી હતી. ભાઇ તું માનજે, ખરૂંજ હું કેહુંછ કે તે ઠગારી હતી એમ જો કે આવી સાબેતી મળી છે છતાં તે ઠગારી હતી એમ માનવાને મારૂં જીગર ના પાડેછ. માયજી તો કહેછ કે બીચારીપર કાંઇ આફત પડી હશે અને કોંડે આશરો નહીં મળ્યો હશે ત્યારે આવી ઠગાઇ કરીને આપણે ઘરે આવી હશે. ખુદા માલુંમ શું હશે? એ પાછી મળશે તો પુછીશું-નહીં તો ખયર."

મારી ગરીબ ભાળી બેહેન! એક પાપી ખુની સ્ત્રીના બહારના દેખાવથી કેવી મારી બેહેન ભોલવાઇ ગઇ. તે છોકરીની સઘળી ખરી હકીકત મારી બેહેન જો જાણે તો શું ધારે? તે સઘળી હકીકત મારી બેહેન આગળ કહેવા મને ગમ્યું નહીં. મેં જોયું કે જોર્જે પણ તે છોકરી માટેની કશી હકીકત મારી બેહેનને કે મારાં માનાને કહી હતી નહી. આવી રૂપસુંદર, ચાંદમાંથી ચીડી કહાડી હોય તેવી ચહેરે નમુન છોકરી તરફ તેણીના પાપની વીગતથી બેખબર રહેલો માણસ દીલસોઝી દેખાડે એ બનવા જોગ હતું અને તેટલાજ માટે મારી બેહેનની તે છોકરી તરફ ખેંચાતી દીલસોજી મને કુદરતીજ લાગી. તે

છોકરી માટે બરબડીને નાહક દીલમાં દુખી થઇને મારી બેહેન મને મળી ભેટીને રવાના થઈ.

## પ્રકરણ ૬ ઠું.

### ભુખે મરતી મનમોહન માલણ.

મદદ તો કીધી પણ વીચારી લીધું,
"ઝબુન એ છોકરીએ પાપ એક કીધું,
"અપરાધના તેઝાબનું પ્યાલું પીધું,
"દાકણનું નામ તેણે ખુદને દીધું,
"રૂપ સુંદર ચહેરાની છે માલણ એ એક,
"જીગરમાં કાળી છે નાગણ એ એક."

દીવસો વહી ગયા.

એક દીવસે હું મારી કલબમાં ગયો અને આખી સાંજ મેં ત્યાંજ પસાર કીધી અને રાતનું ખાણું મેં ત્યાંજ લીધું અને તે પછી ધીમે ધીમે મારાં ઘર તરફ મેં ચાલવા માંડયું.

રસ્તામાં ચાલતાં મેં એક દેખાવ જોયો અને તેથી હું થોભ્યો. એક છોકરી મોહલ્લામાં ઉભેલી હતી અને ફુલ વેચતી હતી. ઘણાઓ

ને એવોજ ખ્યાલ હોય છે કે ફુલ વેચવા નીકળનારી માલણ સારી વરતણુંકની અને નીતીવાન હોતી નથી. આવોજ ખ્યાલ ચાર પાંચ મવાલી જેવા પુરૂષોને આવ્યો હશે અને તેથી તેઓ તે માલણને છેડવા લાગ્યા.

મેં તે માલણનો ચહેરો જોયો. ગોયા ખુબસુરતીની દેવી ત્યાં ઉભી હતી. મેં તે ચહેરો પીછાણ્યો. મીસ હર્સ્ટના ખોટાં નામ હેઠળ મારી બેહેનને ઘરે નોકરી રહેનારી અને ખુની તરીકે મારી જાણમાં આવેલી તે છોકરી હતી. આહ! કેવી ખુબસુરત-છતાં કેવી પાપી!

પેલા મવાલીઓ માહેલા એક જણે તે છોકરીને કમરમાંથી પકડી અને તેણીને હેરાન કરવાની કોશેશ તેણે ચલાવી અને તેના હાથનાંથી છટકવાને તે છોકરીએ અફડાતફડી કરવા માંડી. ગમે તેવી પાપી તે છોકરી હોય-ખુનીબી હોય-તોબી તેણીને આવી રીતે હેરાન થતી જોવાનું મારાથી તામેશ થઇ શકયું નહી.

તે છોકરીને બોલતાં મેં સાંભળી કે: "સાહેબ, સાહેબ, તમો ગ્રહસ્થ આસામીઓ છો; મને હેરાન કરો ના; હું ભુખે મરૂં છું માટેજ ફુલ વેચવા નીકળી છું; મને, ખુદાને ખાતર હેરાન કરો ના." પણ પેલા બદમાસે હસીને કહયું "તું ફુલ વેચવા નીકલી છે તો ભલે-પણ મારીબી મરજી રાખ-હું તુંને એકના પાંચ પઇસા આપશ."

"નહીં-નહીં માફ કરો." તેણીએ કહયું: "હું હલકી નથી; મને છેડો ના; અરે દયા કરો, દયા કરો."

વધુ સાંભળવા હું થોભ્યો નહીં. જે બદમાશે તે છોકરીને કમર માંથી પકડી હતી તેને મેં ગલચીમાંથી ધર્યો; તે મારી તરફ ફર્યો;

મેં તેના ડાચામાં એક સખત મુક્કી લગાવી તેને રસ્તા વચ્ચે ગબડતો ફેંકી દીધો. તે ઉઠયો અને મારી તરફ ધસ્યો પણ મારી બીજી મુક્કી પાછી સાબુત પડી અને તે પાછો જમીનદોસ્ત થયો. તે પછો ઉઠયો પણ મારી તરફ ધસવાને બદલે પીઠ ફેરવીને નાસી ગયો અને તેની સાથવાળાઓ પણ નીચી મુંડી કરી ચાલતા થયા. પેલી છોકરી આ અરસામાં દોડી ગઇ અને તેણીની પુઠે હું દોડયો. તેણી ઝડપથી દોડતી હતી પણ આખરે મેં તેણીને પકડી પાડી.

મેં તેણીને કહયું: "મીસ હર્ટ, મારાથી બીહવો ના. હું તમોને અપમાન કે હેરાન કરવા માંગતો નથી. હું તમોને મદદ કરવા માંગું છું. એક સ્ત્રી પોતાને માટે રાતનો આશરો મેળવવા જેટલા પઇસા નહીં ધરાવતી હોય તેણીને મદદ કરવાની મારી ફરજ હું સમજું છું."

"તમો મદદ કરશો? તમો કોણ છો!"

"મને તમે ઓળખતાં નથી?"

તેણી થોભી. તેણીએ મારી તરફ જોયું. તેણીએ મને ઓળખ્યો.

"તમે મને મદદ કરશો! તમોએ મને આવી હાલતે પુગાડી છે. મને જવા દો; મને અટકાવીને ઉભી રાખવાનો તમોને શુ હક છે?"

"કશો હક નથી પણ ઇન્સાન્યતનો એક સામાન્ય હક હું ધરાવુ છું. તમો જવાન અને ખુબસુરત સ્ત્રી છો. તમો રાત ગુજારવાને સારી જગાનો આશરો મેળવવા માટે પુરતા પઇસા ધરાવતાં નથી

તે જાણી મને દુ:ખ ઉપજે છે. તમારાં ફુલ હું વેચાતાં લેવા માંગું છું.

તેણીએ પોતાના હાથ માહેલાં ફુલ જમીન ઉપર પટકી નાંખ્યા અને પોતાના પગ વડે તે કચડી નાંખ્યાં. મારી તરફ ધીક્કારની નજરથી તેણીએ જોયું.

"તમોને ફુલ વેચીને તમારી પાસેથી પઇસા લેવાના કરતાં હું ભુખે મરવાનું વધારે પસંદ કરીશ. તમો કે જે મારા દુશમન છો તેની પાસેથી હું પઇસા લઇશ એમ તમે કેમ ધારી શકો? રસ્તો છોડો—મને જવા દો."

"કયાં જશો? પાછાં ફુલ વેચવા જઇ અપમાન ખમશો?"

ખુદા સાહેદ છે—હું તેણીને ધીકારતો હતો પણ તેણી ભુખે મરતી હાલતમાં આખી રાત મોહલ્લામાં રખડતી રહેશે એમ જાણીને હું જો મારે ઘેર જતે તો મને આખી રાત ઉંઘ આવતે નહીં.

"શું કરૂં? મારે માટે બીજો શું રસ્તો છે?"

તેણી ફીકી ફચ પડી ગઇ અને લપેરા ખાવા લાગી.

"તમારી તબીયત બગડી છે!" મેં આતુરતાથી પુછ્યું, મેં તેણીને પડી જતાં બચાવી લીધી અને કમરમાંથી પકડી રાખી.

"બીમાર તો હું નથી. હું ઇચ્છું છું કે હું મરણ પામી હતે. હું ઇચ્છું છું કે આપઘાત કરવા જેટલી મારામાં હીમત હતે; પણ હું ધારૂં છું કે ભુખમરાથી પણ માણસ મરણ પામે છે અને તેથીજ હું મરણ પામીશ એવો મને સંતોષ છે."

ભુખમરાનો બોલ સાંભળતાં મે તેણીના ચેહેરા તરફ જોયુ ખરેખર તે છોકરી ભુખી હતી અને ભુખથી પીડાતી હતી એવું મેં એકજ નજરે જોઇ લીધું.

"તમોએ પુરતું ખાધું નથી !" મેં પુછયું.

તેણી કાંઇક કવડાશથી હસી અને બોલી; "પુરતું ! અરે કાંઇજ ખાધું નથી. ગઇ કાલે ભુખનું દુઃખ એટલું તો ઉપજયું કે મારી પાસે જે કાંઇ હતું તે વેચા નાંખી મેં ખાઇ લીધું. આજે તે દુઃખ પાછું ઊપજેછ. પણ તેની સાથે તમોને શું લાગે વળગે? તમોને તેની શું દરકાર હોય? મને જવા દો."

"કયાં જશો?" મેં પુછયું,

"ગમે ત્યાં. તેની સાથે તમોને શું કામ?"

એક ભાડુતી ગાડી પસાર થતી હતી તે મેં ઉભી રાખી અને મેં તે છોકરીને કહયું: "આએ ગાડીમાં બેસો."

"શા માટે?"

"તમોને હું જમાડવા લઇ જાવું છું. ગાડીમાં બેસો. તમો ના કહેશો તો હું માનવાનો નથી. જો તમો તમારી મરજીથી નહી બેસશો તો હું તમોને ઉંચકીને બેસાડશ. તમોને હું જમાડીશ અને તે પછી ભવીષમાં શું કરવું તે વીશે આપણે વીચાર કરીશું. મરવાની વાત કરતાં ના-એવો વીચાર પણ ગુનાહ ભર્યો છે,"

"હું તમારી સાથે આવવા માંગતી નથી."

"ત્યારે હું તમોને ઉપાડીને ગાડીમાં બેસાડીશ," મેં ઠરાવ ભરેલી રીતે કહયું; "તમો જો ચીસ પાડશો તો પોલીસના માણસ દોડી આવશે. આપણને તેઓ ચાવડીમાં લઈ જશે અને આપણી નાલેશી નીંદા થશે. હું તમોને અપમાન કરવાનો નથી. તમોને હું એટલો તો ધીક્કારૂં છું કે તમારી અરાસે હું આવવાનો નથી,''

"અને તમારા ખરચે હું જમી લેવશ એવી તમો કદીબી આશા રાખી શકો કે? મને જવા દો."

"ત્યારે શું ભુખા રહેશો?"

"બીજો માર્ગ શું છે?"

તેણી હવે રડી પડી અને બેહોશ થઇ જતી હોય તેમ લપેરા ખાવા લાગી. મેં તેણીને ટેકો આપ્યો અને તેણીને ગાડીમાં મેં ઉંચકીને બેસાડી અને એક એકાંત મોહલ્લાના રીસટોરાં ભણી ગાડી હાંકવાને મેં ગાડીવાનને કહયું.

ગાડી ચાલતી હતી તે દરમ્યાન મેં પુંછયું; "તમે છેલ્લાં કયારે જમેલાં?"

"કાલે સવારે," તેણીએ કહયું. લગભગ બે દહાડાની ભુખી. મને એ સાંભળીને લાગી આવ્યું.

"શું ખાધેલું?"

"એક પાઉંની કાત્રી?"

"તે પછી કાંઇજ નહી?"

"કાંઇજ નહી." તેણીએ કહયું, "પણ તેની તમોને શું દરકાર હોય ? હું ભુખે મરૂં તેની તમોને શું પરવા હોય":

"જરાબી નહીં. પણ એક માણુસ ભુખમરો સહેવે છે અને મદદ કરવાની મારી ગુન્જાશ છે છતા તેને હુ મદદ કરતો નથી એવો જીગરનો દંખ મારીથી ખમાય નહીં. તમોને જમાડવાની હું ખાહેશ કરૂં છું તે તમારી તરફની મારી લાગણીને કાજે નહીં પણ મારા જીગરના ફરમાનને હું તાબે થાવું છું. તમો કહો છો કે મારે લીધે તમો આએ હાલતે પુંગ્યાં છો. એ આરોપ હું સ્વીકારતો નથી. પણ જ્યારે તમો એમજ માનો છો અને તેવોજ આરોપ તમો મારી ઉપર મુકો છો તો પછી મારી ફરજ છે કે તમોને એવી હાલતમાં મુકવા કે તમોને મોહલામાં ફુલ વેચવા જવાની ફરજ પડે નહીં અને અપમાનને આધીન થવા જેવા સંજોગમાં આવવું પડે નહીં."

તેણીએ જવાબ દીધો નહીં. ગાડીમાં અઢેલીને તે પડી હતી અને બેહદ થાકી ગયલી તેણી લાગતી હતી. તેણી ધીમેથી દમ લેતી હતી અને દચકાં ખાતી હતી. જે અપરાધ તેણીએ કરયો હતો તે યાદ કરીને તેણીને હું બેહદ ધીકારતો હતો છતાં તેણીના અજબ પ્રકારની મનમોહન ખુબસુરતી જોતાં મને તેણીની દયા આવી. હું મનસે બબડયો; "અફસોસ છે—આવી ખુબસુરત પણ આવી ગુનાહગાર. મરદ કે સ્ત્રી ઉપર જે સર્વથી મોટા ગુનાહનો અપરાધ મુકી શકાય તેને માટે આ સ્ત્રી અપરાધી છે એ કેવુ ખેદકારક?"

તેણીના ચહેરા પર મેં ટીકી ટીકીને જોયું. તેણી આખ બંધ

કરી આસાયશ લેતી હતી અને તેણીનો દુખમાંપુર ચહેરો કાંઇ ઓર દેખાવ રજુ કરતો હતો. જ્યારે રીસટોરાં આગળ ગાડી ઉભી રહી ત્યારે મેં તેણીના હાથને સહેજ હાથ લગાડયો. તેણીએ આંખ ઉઘાડી અને તેણી સહેજ હસી. ખુદરતી, ખરાં જીગરનું, ઘડીભરનું હસવું આએજ વખતે પહેલીવાર તેણીના ચહેરા પર મે જોયું.

"તમો ગાડીમાંથી ઉતરશો?" મેં મારો હાથ આપતાં કહયું અને એક બોલ બી બોલ્યા વના તેણી તાબે થઇ.

ગાડીવાળાને થોભવાને મેં જણાવ્યું. અમો રીસટોરાંમાં દાખલ થયાં અને મરઘીની એક પલેટ તથા તેવોજ બીજો હલકો અને ભુખી નબળી હોજરીને માફક આવે તેવો ખોરાક મેં મંગાવયો. તેણીના ચહેરા પર આગલીજ ઝહલક અને મધુરતા સાથનું સહેજ હસવું પસાર થઇ ગયું.

તેણી બોલી; "કેટલાંક માણસ 'સારાં માણસ' હોય છે જે માહેલા તમો એક હશો એવું મને લાગે છે. તે 'સારાં માણસ' ની માફક તમો તમારૂં મત બાંધવામાં વાજબીપણું અને સખતપણું વાપડો છો. ગુનાહ માટે મારી બક્ષતા નથી પણ ગુનાહગાર તરફ દયા દેખાડો છો. તમોએ એવુંજ મત બાંધી લીધું છે કે હું એક ઘાતકી પાપી સ્ત્રી છું; તમારી ખાતરી થઇ છે કે મેં એક માણસનું ખુન કીધું છે. પણ ઇનસાફ કરયા વના તમોએ ચુકાદો આપ્યો છે. ખરો રીવાઝ એવો છે કે ખુનીને પુછવું જોઇએ કે 'ફાંસીની સજા તુંને શા માટે કરવામાં નહીં આવે તેનું કારણ તું બતાવ.' પણ તેમ તમોએ

કર્યું નથી. મારો પોતાનો બચાવ કરી તમારૂં મત ફેરવવાની કોશેશ હું કરવાની નથી. પણ-પણ-"

તેણી વધુ બોલતાં ચુપ થઇ ગઇ. પણ તેણી શું કહેવા માંગતી હતી તે જાણવાની મે દરકાર કીધી નહીં.

"તમો મને જમાડવા સારૂ જે ખરચ આજે કરશો તે ખરચના પઇસા પાછા વાલી આપવાની કોશેશ કાલથી હું કરીશ." તેણીએ પાછું બોલવા માંડયું; "આએ લનડન જેવા ધીકતા ધંધા વેપારના શહેરમાં અલબતાં કાંઇબી કામકાજ મારે માટે હું મેળવી શકીશ."

આ વેળા ખાણું આવી પુગ્યું અને તે ભુખી છોકરીએ તે પેટ ભરીને ખાધું.

તેણીએ કહયું, "ભુખનું દુખ કેવું હોય છે તે તમો જાણતા નહીં હશો."

"નહી; ખુદાના હુકમથી તેવો અનુભવ મને મળયો નથી. તમો ભુખાં છો તો જમી લેવો."

જમવા પછી મેં તેણીને શેરી આપ્યો જે તેણીએ પીધો.

"રાતના તમો કયાં સુવા જશો?" મેં પુછયું,

સ્ત્રીઓને માટે રાતના ઉંઘવા સારૂ જગા પુરી પાડનારા એક આબરૂદાર મકાનનું નામ તેણીએ દીધું અને બોલી: "ત્યાં હું રાત ગુજારીશ. હવે હું કદીબી ફુલ વેચવા જવાનીજ નથી."

૪

"હા; તમો ફુલ વેચવા જતાં ના. પણ તમો સારા હરફે લખી શકો છો કે ?"

"હા–હું ધારૂં છું કે મારા હરફ સારા છે."

"નઠારા અને ઉતાવળે લખાયલા હરફ તમો ઉકળાવીને સારી રીતે વાંચી શકશો કે ?"

"હા"

"દીવસનાં કેટલા કલાક તમો લખી શકશો ?"

"પેટ પુરતું કમાવાને માટે કલાકની ગણત્રી કરવી મુર્ખાઇ ભર્યું છે," તેણીએ જવાબ દીધો.

"છ કલાક લખી શકશો ?"

"ઘણી સારી રીતે."

"ઠીક છે, ઘણાંઓ વાર્તાઓ લખે છે અને તેમ મેં પણ એક નોવેલ લખી છે. ઉતાવળે અને નઠારા હરફથી લખા છે, જો તે મારી મેન્યુરક્રીપત તમો ઉકલાવીને સારા હરફે લખી આપશો તો દર અઠવાડએ એક પાઉંડ હું તમોને આપીશ. એક પાઉંડ તે કાંઇ મોટી રકમ નથી પણ હું તવંગર નથી અને એક પાઉંડની રકમમાં તમો સારી રીતે ગુજારો કરી શકશો. એક વખત એવો હતો કે એક પાઉંડથી પણ ઓછી રકમની કમાણીમાં હું મારો ગુજારો ચલાવી શકતો હતો."

તેણીની આંખ ખુશાલીથી ચમકી અને ખુશનુમાં હસવું તેણીના ચહેરા પર ફરી વળ્યું. ખુશાળી અને આભારની લાગણી જાહેર કરનારા આંસુ તેણીની આંખમાંથી વહી તેણીના ગાલ ઉપરથી પડવા

લાગ્યાં. એક ખુની સ્ત્રી-આએ પ્રમાણે રડતી ખુની સ્ત્રી-કેવું અજબ જેવું ! જો નાજુક લાગણી તેણી ધરાવતીજ હોય તો ખુન કરવાની તેણીની છાતી ચાલી કેમ હશે ? ખુન તેણીએ કર્યું એમાં શક નહીં-પણ ખુની સ્ત્રી આવી લાગણી દેખાડે એ ઢોંગ તો નહીં હોય.

"તમો ઘણા માયાળુ છો." તેણી બોલી: "તમો એક પાઉંડની રકમ આપતાં તમોને પોતાને અગવડ પુગાડતા નહીં હોવો તો આએ તમારી માંગણી હું ઉપકાર સહીત કબુલ રાખું છું. જો ભુખમરાંના ત્રાસદાયક દુ:ખનો મને ખ્યાલ નહીં આવતો હતે તો-તેવો દુ:ખદાયક અનુભવ મને નહીં મળ્યો હતે તો-હું તમારી માંગણી તુચકારી કહાડતે-પણ—"

"ત્યારે હવે આએ નક્કી થયું." હું વચ્ચે બોલી ઉઠયો: "તમોએ જે ઠેકાણું કહયું છે તે ઠેકાણે તમો આજની રાત ગુજારજો અને કાલે કોઇ આબરૂદાર લતા પર એક નાનો ઓરડો ભાડે લઇને રહેજો અને આએ મારૂં સરનામું છે ત્યાં તમો મને તમારાં નવાં મઠકની ખબર આપજો. તમો ઉપર હું મેન્યુસ્ક્રીપત અને લખવા માટેના કાગળ મોકલી આપીશ. આએ બે પાઉંડ લેવો. હું તમને એક અઠવાડયાનું લવાજમ અંગ પર આપું છું."

અમો ગાડીમાં પાછા બેઠા અને તેણીને મઠકે તેણીને મેં ઉતારી અને તે પછી હું મારા ઘર તરફ ચાલ્યો. પણ મનમાં હું વમાસવા લાગ્યો: "હું એક મુરખ માણસ છું. જે સ્ત્રીને હું ખરા જીગરથી ધીક્કારૂં છું, જે સ્ત્રી એક ખુની છે, તેણીની સંગત મેં સાંધી છે. હું કેવો મુરખ? આ સ્ત્રીને તો તેને ફજે પુગવા દેવી જોઇતી હતી. ખુનીને

બદલો તો મળવોજ જોઇએ, સજા તો થવીજ જોઇએ. હું શું કામ વચ્ચે પડું ?"

## પ્રકરણ ૭ મું.

### "પૈસા આપશો તોજ હું ચુપ રહેવશ."

દેખાડ તું મને ભારી ધાસ્તી ભલે,
ગુજારવા કહે ગમે જાસ્તી ભલે,
નેકીને અટકાવ પ્રકાશતી ભલે,
જુઠી દેખાડ ગમે રાસ્તી ભલે,
ગમે તેવો કરજે તું દાટી ને દમ,
પણ હીમતમાં જોશે તું મને નહીં કમ.

હું ઘરે ગયો પણ આખી રાત દરમ્યાન એક કલાક બી મને નીરાંતે ઉંઘ આવી નહીં. જે સ્ત્રીને હું જીગરથી ધીક્કારતો હતો અને જેણીના પાપને કાજે હું તેણીને કલાકે કલાક કમકમતો હતો તેણીનો ને તેણીનોજ વીચાર મને દમબદમ આવ્યા કીધો. મને કોઇ વાર એવું બી વીચારવાનું મન થયું કે કદાચ સંજોગી શાહદતથી તેણીને અપરાધી ઠરાવી દેવાનો ખ્યાલ મને આવ્યો તો નહીં હોય? જે

માણુસનું ખુન થયું હતું તે માણુસ તેણીનો ખાવંદ હતો અને ખુન થયુ તેની થોડાજ કલાક અગાઉ તેમનાં લગન થયાં હતાં એવું ખુલ્લું માલમ પડી આવતું હતું. વળી તે માર્યો ગયલો માણુસ કેવો હતો ? હાડપંજર જેવો–કદરૂપો–પ્યારના કરતાં દયાને વધારે લાયકનો. એવા એક માણુસને એક ખુબસુરત–અસાધારન રીતે અતીશય ખુબસુરત અને જવાન છોકરી પોતાની રાજીખુશીથી પરણે એ બનવાજોગ હતું નહીં. તે પુરૂષ સાથેર પરણવાની તે છોકરીને જબરદસ્તીથી ફરજ પાડવામાં આવી હશે. ઘરની રખેવાલ સ્ત્રી બહુજ બહેરી હતી એવો મને અનુભવ મળ્યો હતો અને જો કે તેણીએ જુરીની તપાસ વેળા એમ કહયું હતું કે તે પુરૂષ કદીબી ઘરની બહાર જતો હતો નહીં તો પણુ કદાચ ખુન થયું તે દીવસે તે બહાર જઇ આવ્યો હશે અને બેહેરીએ તે જાન્યું નહીં હશે. તે પુરૂષ તે દીવસે બહાર જઇ, લગન કરી પોતાની પરણેલી ધણીઆણીને તે પોતાની સાથે ઘરે લાવ્યો હશે. પોતાના ખાવંદનું ઘર જોતાંજ તે છોકરી ઘબરાઇ હશે. તેવા વખતમાં એક ખાવંદ તરીકે પોતાની મોહરદારને કીસ કરવાની કોશીશ ખાવંદે કીધી હશે અને આવા અણગમા કદરૂપા ખાવંદને ધીકકારીને–પોતે શું કરે છે તેનું ભાન નહીં રાખીને–તે સ્ત્રીએ ત્યાં પડેલી છરી ઉંચકી તેની છાતીમા ચલાવી દીધી હશે.

પણુ મને અજાયબી એ કારણે લાગતી હતી કે તે માર્યા ગયલા માણુસના કોઇ સગા સ્નેહી કે બેસી કાંઇબી પુછપરછ કરવા બહાર આવ્યા હતા નહીં. કદાચ જેઓએ આ જબરદસ્તીના લગન

કરવાની ફરજ પાડી હશે તેઓ આ પરીણામ જોઇને ચુપચુપ બેસવામાં ડહાપણ વીચારતા હશે. પણ જે પાદરીએ આ લગન કર્યાં હશે તે કેમ ચુપ રહયો? તે કાંય નહીં જાહેર થઇને આ લગનની હકીકત જાહેર કરતો? વળી મરનારના સોલીસીટરે જાહેર ખબરો છપાવી અને તરેહવાર જુસ્તેજુ કીધી છતાં મરનારની બેહેનનો પત્તો કેમ મળતો નથી! બેહેન એવી તે કેવી જગાએ દુર દરાજ પડી હશે કે ભાઇના આવાં મરણથી અને પોતે મોટી દોલતની વારસ થઇ છે એવી ખબરથી બેખબર રહી હશે? આ સઘળી બાબતો ભેદ ભરી હતી અને તેનો ભરમ ખુલો થઇ શકતો હતો નહીં.

બપોરના મને તે છોકરી તરફથી કાગળ મળ્યો અને તેણીએ તેમા પોતાનાં નવાં ઘરનું સરનામું લખેલું હોવાથી તે સરનામા મુજબ મેં મારાં મેન્યુસ્ક્રીપટ મોકલી આપ્યાં. તે કાગળમાં તેણીએ પોતાનું નામ મીસ બલેક કરીને લખ્યું હતું પણ મારી ખાતરી હતી કે જેમ તેણીએ મીસ હર્સ્ટ તરીકે ખોટું નામ ધારણ કર્યું હતું તેમ આ વેળા મીસ બલેક તરીકે પણ ખોટુંજ નામ ધારણ કરેલું હોવું જોઇયે.

હું મારાં કામમાં રોકાયલો હતો તેટલાં મારા ઓરડાનું બારણું ઠોકાયું. જો કે મને ઘણું લખવાનું હતું છતાં મારા કામથી ઉઠીને મેં બારણું ઉઘાડયું. એક પુરૂષને બારણામાં ઉભેલો મેં દીઠો. તે ઉંચા કદનો અને ખુબસુરત ચહેરાનો માણસ હતો. ખુબસુરત ચહેરો તો હતો પણ તે ખુબસુરતી કાંઇક બદમાશ કે હલકતપણાના ભેલ

સાથની લાગતી હતી. તે ખુબસુરતી એવી હતી કે જે સ્ત્રીઓ પસંદ કરે અને મરદો ધીક્કારે.

તે બોલ્યો; "મને તમો ઓળખતા નથી !".

"નહીં," મેં કહ્યું; "અંદર આવો."

"મેં તો ધારેલું કે મને જોતાં તમો મને ઓળખશો, આગલી પાછલી યાદ કરશો."

તે ઓરડામાં દાખલ થયો અને એક ખુરસીપર બેઠો. તેનો ચહેરો ફીકો હતો. વળી તે મને કાંઇક દમ ભરાવતો હોય અને દાટી કરતો હોય તેવા અવાઝથી અને તોરથી બોલતો હતો જે મને ગમ્યું નહીં.

"કદાચ હું તમોને ઓળખતો હોઉં બી," મેં કહયું: "આપણે અગાઉ કયાં મળેલા તે મને કહેવાની મહેરબાની કરશો ! તમો શા માટે અત્રે પધાર્યા તે જરા ઉતાવળે જણાવો કારણ કે મને રોકાણ ઝાઝી છે."

"તમોને રોકાણ ઝાઝી છે એમ જાણી હું ખુશી છું. રોકાણ વાળા માણસો સારી કમાણી કરે છે અને સારી કમાણી કરનાર સાથે મને કામ પડયું છે તેથી હું ઘણો આનંદ પામ્યો છું, કારણ કે મને પૈસાની જરૂર છે."

"સામન્ય રીતે દરેક માણસને પૈસાની જરૂર હોય છે; પણ મારી રોકાણથી તમોને સંતોષ કાંય ઉપજ્યો તે હું સમજી શકતો નથી."

"તમો સમજી શકતા નથી કારણ કે હું કોણ છું તે તમોને યાદ આવતું નથી. મને તમે ઓળખશો ત્યારે બધું ખુલ્લી રીતે આપોઆપ સમજી શકશો."

"ત્યારે તમારી ઓળખાણ આપોની. એમ લંબાણ શું કરો છો ? બોલો તમો કોણ છો ?

"છેલ્લી વાર મેં તમોને જોયા હતા, બલ્કે પહેલી અને છેલ્લી વાર મેં તમોને જોયા હતા ત્યારે તમારા હાથ ઉપર લોહીનો દાધ હતો અને તે વખતે તમોએ પોલીસને બોલાવી ખબર આપી હતી કે તે ઘરમા ખુન થયું હતું, હવે યાદ આવ્યું કે ?"

"હા, યાદ આવ્યું, પણ તમારા કહેવામાં ભુલ છે. મેં એક ચીશ સાંભળી અને તે પછી મેં પોલીસને બોલાવી અને ત્યાર બાદ અમોને માલમ પડયું કે તે ઘરમાં ખુન થયું હતું."

"જે હોય તે. પણ તમારી સામે શક ઉત્પન્ન કરનારો તમારા હાથ પરનો લોહીનો દાઘ ફક્ત મેંજ જોયો હતો અને કોઇ બીજો માણસ તે વીશે આજ લગન કશુંબી જાણતો નથી. અને હું તમોને કબુલાત આપું છું કે એ વીશે કોઇબી માણસ હવે પછી બી જાણશે નહીં—પણ તે એવી શરતે કે—"

"શરત શું ?" મેં શાંતપણે સવાલ કર્યો.

"શરત એજ કે એ બાબતમા મને ચુપ રહેવાનું મન થાય એવું તમોએ કરવું."

"યાને મારે તમોને પૈસા આપવા; એમજ કે ?"

"એમજ. તમો સમજુ છો માટે સમજી ગયા."

"અને હવે તમે સમજી જાઓ." મેં ઓરડાનું બારણું ઉઘાડી કહ્યું: "બહાર જવાનો આએ રસ્તો છે, તમોએ માણસ પીછાણવામાં ભુલ કીધી. જો દમ દાટીથી કે કશી ધમકીથી મારી પાસેથી પૈસા કહડાવવાની ગણત્રી તમોએ કીધી હોય તો તમોએ મોટી ભુલ કીધી છે."

તે માણસ કાંઇક અજબ થયલો જણાયો. મેં જોયું કે તે હીચકારો હતો અને ધમકી આપી મને દબરાવવાની ધારણા રાખતો હતો, પણ હું પોતે હીચકારો બન્યો હતો નહીં તે જોઇને તે અજબ થયો હતો.

તે બોલ્યો: "એટલે તમો એમ કહેવા માંગો છો કે મારી ચુપકીદીના બદલામાં તમો મને કશુ આપશોજ નહીં?"

"કાંઇજ નહીં. તમારી ચુપકીદી હોય કે નહીં હોય તેની સાથે મને કશું કામ નથી અને તેથી મારી ઉપર કશી અસર થવાની નથી. હવે તમો અહીંથી સીધારો. અત્રે થોભવાથી તમારૂં કશું વળવાનું નથી અને વળી મેં પહેલાથીજ કહ્યું છે તેમ હું ઘણાં રોકાણમાં છું અને મને ઘણું કામ કરવાનું છે." એમ કહી હું પાછો મારા કામ ઉપર રોકાતો હોવું તેવો મેં દેખાવ કર્યો.

તે ધીમેથી ઉભો થયો.

"મારી સાથની તમારી આએ વરતણુક માટે તમો દલગીર થશો અને પસ્તાશો. જ્યારે કેદીના પીંજરામાં જજ સાંમે તમો

ઉભા રહેશો ત્યારે તમોને પસ્તાવો લાગશે. ખુનીને શોધી કહાડનારને ૨૦૦ પાઉંડનું ઇનામ આપવાનું પોલીસે જાહેર કર્યું છે. તે રકમ જો તમો મને આપશો તો હું ચુપ રહેવશ; ને નહીં તો બીજે ઠેકાણેથી હું તે મેળવીશ."

"હા–જાઓ, પોલીસને ખબર આપો અને પોલીસ પાસેથી ઇનામની તે રકમ મેળવો. અહીંથી તો તમોને એક પેનીબી મળવાની નથી."

"ચાલો મારૂં, માંડીવાળો. પાંચ પાઉંડ આપો અને હું ચુપ રહીશ."

"એક અરધી પેનીબી નહીં," મેં હવે બીજવાઇને કહયું: "હવે ગુપચુપ ચાલતા થાવો."

"વારૂ બે પાઉંડ આપો."

"એક પેનીબી નહીં–હું કહી ચુકો."

"વારૂ એક પાઉંડ આપશો? દશ શીલીંગ આપશો?"

મારી ધીરજ હવે ખુટી ગઈ. મેં તેને કોલર માંથી પકડયો અને ઉંચકીને બારણાની બહાર ફેંકી દીધો. તથા માહેથી બારણું મેં બંધ કીધું.

ખુન કરનાર તરીકે ખરો ખુની હું હતો એમ આ માણસે અટકળ બાંધી હોય કે અટકળ બાંધી નહીંબી હોય પણ જે જાતના હીચકારા અને મુરખ માણસને જોવાની ઉમેદમાં તે માણસ આવ્યો હતો તેને તે જોઇ શકયો હતો નહીં કારણ કે મેં તેને રોકડું પર-

ખાવી દીધું હતું. જો તેને ચુપ રહેવા માટે એક પેની વટીક આપતે તો હું તેની દયા પર હમેશાં રહેતે અને મને ઘડી ઘડી સતાવીને મારી પાસેથી પૈસા કહડાવાની કોશશ તે કર્યો જતે. ખુદરતી રીતે આ બનાવથી મારો જીવ ઘણો બેચેન બન્યો. ખુનવાળા બનાવની વાત અને ખુન કરનારી સ્ત્રી ખરેખર તો મારી જીંદગીમા શ્રાપ સમાન થઇ પડયાં. એ દલીદર બનાવથી મારી શાંતી અને આરામમાં ખલલ પડી અને મને ચીંતા બેચેની અને બેઆરામમાં દીવસ ગુજારવા પડયા. જો તે દીવસે રાતે કલબમાં પાના રમવામાં હું વધું વખત ગુજારતે અને ત્યાંજ મોડે સુધી બેશી રહેતે તો મારી હાલની સર્વ ે મોટી ચીંતા અને જંજાલ મારી સુખી જીંદગીમાં ખલલ નાંખ પેદા થતે નહીં.

બે ત્રણ દહાડા પસાર થઇ ગયા જે દરમ્યાન કશો નવો બનાવ બન્યો નહીં. પોલીસને ખબર આપવાની ધમકી આપી ગયલો માણસ પોલીસ આગળ ગયો હોય એવું જણાયું નહીં. પણ એ બે ત્રણ દીવસ દરમ્યાન ખુનવાળી રાતના બનાવો મને ફરી અને ફરી યાદ આવ્યા. હું જ્યારે તે ઘરમાં દાખલ થયો હતો ત્યારે આગલું બારણું ઉઘાડું હતું અને ઘરની ઘરડી સ્ત્રીને મેં બોલાવી ત્યારે હું દાદર તરફ અને આગલાં બારણાં તરફ એવી રીતે પીઠ કરીને ઉભો હતો કે કોઇ બીજું માણસ મારી નજરે પડયા વના દાદર પરથી ઉતરીને આગળાં બારણા વાટે બહાર નીકળી ગયું હોય એ બનવા જોગ હતું. ત્યારે એમ કાંય નહીં હોય કે આએ સ્ત્રીએ જ્યારે ખુન કર્યું અને લોહી ગડગડતી છરી લઇને બહાર નીકળી ત્યારે તેણીની સાથનો

કોઇ બીજો માણુસ પાછળ રહી ગયો હોય અને તેણે મરનારની લાશ કબાટમાં છુપાવી હોય અને પછી મારી નજરે પડયા વના તે નાસી ગયો હોય. આએ નવો સવાલ મારાં મગજમાં ઉભો થયો અને તેનો ખુલાસો કોઇબી રીતે મેળવવા કાજે હું મીસ બલેકની મુલાકાતે જવા નીકળ્યો.

મીસ બ્લેકે આપેલાં સરનામાં મુજબ હું જઇ પુગ્યો અને તે ઘરની એક ઘરડી રખેવાળ ઓરતે મને ઘરમાં દાખલ કર્યો. મીસ બ્લેકની મુલાકાત લેવાની મારી ધારણા હતી એવું મેં તે ઘરડીને કહયું.

"તમો મીસ બ્લેકની મુલાકાત લેવા માંગો છો? ત્યારે તો તમારૂં નામ આપો. તેવણ તમારી મુલાકાત લેવાને રાજી છે કે નહીં તે જણાવવું જોઇશે. તેવણનો ખાસ હુકમ છે કે તેવણને કોઇબી મલવા આવે તો પહેલાં તેનું નામ તેવણને જણાવવું. કોઇબી માણુસ મળવા આવે છે ત્યારે પહેલાં તેનું નામ તેવણ જાણવા માંગે છે."

આએ સાંભળી હું અજબ થયો, મીસ બ્લેકની મુલાકાતે કોણ આવતું હોશે? તેણીએ તો મને એવું કહયું હતું કે લંડનમાં તેણીનો કોઇબી ઓળખીતો કે મીત્ર હતો નહીં. ત્યારે જેમ તેણી એક ખુની હતી તેમ એક જુઠી સ્ત્રી પણ હતી.

પેલી ઘરડી મારૂં નામ લઇને ગઇ અને બે ત્રણ મીનીટમાં પાછી ફરી અને તેણીએ મને જણાવ્યું કે "મીસ બ્લેક તમારી મુલાકાત લેશે. મારા સીટીંગરૂમમાં બેસો. મીસ બ્લેક પોતાના મીત્રોની મુલાકાત અહીંજ-મારા સીતીંગ રૂમમાં લે છે."

"મીસ બલેકના બીજા મીત્રો મળવા આવતા હશે?" સીટીંગ રૂમમાં જઈ પુગવા પછી મેં પુછ્યું.

"કોઈ મળવા આવે છે પણ તે મીત્ર છે કે નહીં તે હું કહી શકતી નથી. એક માણસ મળવા આવે છે ખરો. બે વાર તે મળવા આવ્યો હતો, મીસ બલેક એવી સારી અને નમુનાદાર રીતભાતની છે કે મારી દીકરીઓ તેવી નીવડે એવું હું ઇચ્છું છું."

એક ખુરશી પર હું બેઠો અને ઘરડી રવાના થઈ. મીસ બલેકને હું ધીક્કારતો હતો. અતીશય ધીક્કારતો હતો અને તેણીના ગુનાહને સબબે તેણીની તરફ મને બેહદ અભાવ હતો છતાં તેણીના આવી પુગવાની રાહ હું આતુરતાથી જોવા લાગ્યો અને મારી છાતી ધડકવા લાગી. બારણા તરફ જોતો હું બેઠો.

આખરે તેણી આવી પુગી. તેણીના હાથમાં મારાં લખેલાં કાગળ અને તેણીએ કરેલી નકલનાં કાગળ હતાં. છેલ્લાં મેં તેણીને જોઈ ત્યારે તેણીનો ચમેરો જેટલો ફીકો હતો તેટલો હમણા હતો નહીં તોબી ફીકો તો હતોજ.

"તમારૂં કામ કેમ ચાલે છે તે જોવાને તમો આવ્યા હશો." તેણી બોલી અને શેકહેંડ કરવાને તેણીએ પોતાનો હાથ લાંબો કીધો. તે હાથ મેં જોયોજ નહી હોય તેમ મેં અખાડા કીધા કારણ કે મારે તેણીને શેકહેંડ કરવી હતી નહીં. આએ મારી યુકતી તેણી સમજી ગઈ અને તેણી નાસીપાસીમાં ઓરબી વધુ ફીકી થઈ ગઇ.

ટેબલ ઉપર કાગળ્યાં મુકતાં તેણી બોલી. "આએ મારી કરેલી નકલ તમો જોશો!"

"હું એ બાબતમાં તમોને મળવા આવ્યો નથી." મેં જવાબ દીધો; "જરા બેસશો! મારે તમારી સાથે અગતની અને ખાનગી વાત કરવાની છે."

તેણી એક ખુરસીપર બેઠી. તેણીના હોઠ ધ્રુઝતા હતા અને તેણી આંખ અટકી રહેલાં આંસુથી, ભીનાયલી હતી.

બહુજ ધીમા અને ફકત તેણીજ સાંભળી શકે તેવા અવાઝે મેં કહ્યું; "આપણી મુલાકાત પહેલી થઇ તે વખત તમોને યાદ હશે. તે વેળા તમોએ તરતનોજ એક ત્રાશકારક ગુનાહ કર્યો હતો. એ બાબતમાં એક સવાલ હું તમોને પુછવા માગું છું અને તમો તને ખરો જવાબ આપશો એવું હું ઇચ્છું છું. હું એક ગ્રહસ્થ તરીકેનો કોલ આપું છું કે તમો જે બી કાંઇ કહેશો તે હું કદીબી કોઇને કહીશ નહીં અને તદનજ છુપું રાખીશ. મારો સવાલ એ છે કે જ્યારે ખુન થયુ ત્યારે તે માર્યા ગયલા માણસ અને તમો ઉપરાંત કોઇ ત્રીજું માણસબી ત્યાં હજર હતું કે?"

બીહીધેલા ભરેકલી આખો સાથ તેણીએ મારી તરફ જોયું. તેણીએ મને વલતો સવાલ પુછયો: ",તમો શાં માટે આ સવાલ પુછો છો? તે બાબત સાથે તમોને શું લાગે વળગે?"

"મને તે બાબત સાથે ઘણું લાગતું વળગતુ છે. તે રાતે તમોએ મારો હાથ પકડયો હતો અને તેમ કરતાં મારા હાથ ઉપર લોહીનો એક દાઘ પડયો હતો. ખુનવાળા ઓરડામાં અમો જઇ પુગ્યા ત્યારે એક માણુસ, જે મારી પીઠ પાછળ ઉભેલો હતો તેણે તે લોહીને.

દાધ મારા હાથ પર જોયો હતો. તે એવું ધારે છે અથવા એવું ધારતો હોવાનો દેખાવ કરવાનો ઢોંગ કરે છે કે ખુનવાળા બનાવમા મારો પણ કાંઇક હાથ હતો. તે બનાવની માદ આપીને મારી મારફત પૈસા કહડાવવાની કોશેશો તેણે કીધી છે. હું નહીં ધારતો કે તે રાતના ગુનાહમા ફક્ત તમો એકલાંજ શામેલ થવા હોવો. ખુનવાળા ઓરડામા કોઇ બીજું બી હાજર હતું એમ હું માનું છું. એવું માનવામા હું ખરો હતો કે ?"

એક ભડકેલાં બીહધેલાં જાનવર માફક તેણીની આંખ ફાટેલી હતી અને મુશકેલીથી તેણી દમ ખેંચતી હતી. જાણે શરતનો ઘોડો સખ્ત કોશેશેથી શરત જીતી આવ્યો હોય અને તે હાંફીને દમ ખેંચતો હોય તેમ તેણી દમ ખેંચતી હતી અને તેણીની છાતી ઉકલાતી હતી.

"તમારી પાસેથી નાણા કહડાવવાની કોશેશ કરનારો માણસ કેવો છે?" તેણીએ પુછયું.

મારી યાદદાસ્તમાં તે માણસનો દેખાવ મેં પાછો તાજો કર્યો અને મેં કહયું. "એક મરદ જેને સ્ત્રીઓ વખાણે પણ પુરૂષો ધીકારે, ખુબસુરત ચહેરો પણ તે ઉપર બદમાશી અને બદફેલીનો છાપ. ઉંચો પટલો અને ભુરી આંખ. ભરાવદાર કાલાં ભવાં."

"બસ-મેં ઓળખ્યો." તેણીએ કહયું ને "તમોને દમ ભરાવીને નાણા કહડાવવાની તે કોશેશ કરે છે!"

"હા. હવે મને કહો; ખુન થયું તે રાતે તે ઓરડામાં કેટલાં માણુસો હતાં?"

તેણીએ પોતાના બને હાથ એક બીજાસે જોરથી ભેરવ્યા અને પાછી તેણી બોલી; "તમોને હું જે કાંઇ કહું તેનો ઉપયોગ તમો કદીબી નહીં કરશો!"

"કદીબી નહીં–હું કબુલાત આપી ચુકયો છું."

"તે માણસ તમોને પાછો દમ ભરાવવા આવે ત્યારે તેને હરકતી કહાડવા સારૂ ગમે તો તેને એ વાત કહેજો પણ બીજી રીતે એનો ઉપયોગ કરતા ના."

"નહીં કરશ."

"ઓરડામાં સઘળાં મળીને ત્રણ માણસ હતાં."

"બે મરદ અને એક સ્ત્રી?"

"હા–બે મરદ અને એક સ્ત્રી."

"એક માણસે ખુન કર્યું અને બીજાંએ તે જોયું ખરૂં કે?"

"ખરી વાત–એકે ખુન કર્યું અને બીજાએ તે જોયું."

"ઘણી મહેરબાની થઇ. મારે એટલુંજ તમોને પુછવું હતું. આ માણસને હવે હું પુગી વળીશ. તમોને હવે હું ઝાઝો વખત ખોતી કરવા માંગતો નથી."

"આએ મેં લખેલી નકલો તમો નહીં જોશો!" એક નાનું બાળક નીર્દોષપણે કાંઈ માંગે તેવા મધુર અવાજે તેણીએ ઓજર ખાહીથી કહયું. "તમારૂં કામ સારી રીતે બજાવવાની મેં કોશેશ કીધી છે."

આવી રીતે તેણી બોલી તેથી મને કચવાટ ઉપજ્યો. આવો ભયંકર ગુનાહ કરવા પછી આવો નીર્દોષ દેખાવ કરવાનો ઢોંગ તે કેમ કરી શકતી હશે? ખરેખર તો તેણીનો અવાજ ખોખરો, સખત અને કાનને કંતાલો ઉપજે તેવો હોવો જોઇતો હતો પણ તેને બદલે તે અવાઝમાં મધુરતા અને મીઠાશ હતો. એવા ઢોંગ કરનારી સ્ત્રી સામે ક્રોધ કાંય નહીં ઉતપન્ન થાય?

"હમણા મારે એ જોવું નથી. મને હમણાં ફુરસત નથી." મેં સખત થઈ ભવાં ચહડાવીને કહયું.

મેં બારણા તરફ જવા માંડયું પણ તેણી બારી આગળ દોડી આવી અને મારા હાથ ઉપર પોતાનો હાથ મુકી બહુજ ઓજરખા હીથી અને જીગરમાં લાગી આવે તેવા અવાઝે કહયું: "એક કુતરાંની માફક તમો મને ગણો છો—નહીં, કુતરાંને તો માણસ જાત પંપાલે છે પણ તમો તો મને એક ઝેરી દંખેલ સાંપ સમજો છો. મારાથી વધુ તાંમોશ થઇ શકતું નથી. અરે તમો જાણતા નથી કે દીલસોજીનો એક શબ્દ સાંભળવાને મારૂં જીગર કેવું આતુર બન્યું છે, તમોએ મારા બદનને ખોરાક પુરો પાડી સજીવન રાખ્યું—હવે મારા આત્માને ખોરાક પુરો પાડો અને તેને સજીવન રાખો; અગર નહીં તો હું જીવ પર આવી જવશ—આપઘાત કરશ. હું એવી બહાદુર સ્ત્રી નથી કે જે આફ્રત અને સંકત સામે સદાકાલ લડતી અને લડતી રહે. તમો જાઓ તે અગાઉ એકજ માયાનો, એકજ દીલસોજીનો શબ્દ મને કેહો."

એક ખુબસુરત ફરેસ્તા જેવો ચેહેરો અને એક મધુંર દરદનાક ગાયણ જેઓ અવાજ! હું આખરે એક નબળો માણસ જાત છું અને તેથી મને અતીશય લાગી આવ્યું. કેવી મધુર, કેવી સ્વચ્છ કેવી સંપુર્ણ નીતીવાન તેણી મને ઘડીભર જણાઈ. તેણીએ શું કહયું હતું તે ઘડી ભર ભુલી ગયો. મારા હાથ ઉપર તેણીએ પોતાનો હાથ મુકયો હતો અને હવે મેં મારો બીજો હાથ તેણીના હાથ ઉપર મુકયો.

મેં કહયું : "હું તમોને શું કેહું ? શું બોલુ ? તે ભયંકર રાતે શું બન્યુ તે બધુ તમો મને નહીં કહેશો ? જો તમો મને સઘળી ખરી વાત કહી દેશો તો કદાચ તમો તરફ હું કદાચ ઓછો સખત બનીશ. તમારે માટે મેં જે અતકલ બાંધી છે તે હુ તમોને ખુલી જણાવી દઉં છું: એક હાડપીંજર જેવા અને કડરૂપા માણસને તમો પરણ્યાં હતાં; લગન કરવાની તમોને જબરદસ્તીથી ફરજ પાડવામા આવી હતી; એક જવાન ખુબસુરત કન્યા પોતાના ખાવંદનું જે રળ્યામણું સુંદર ઘર જોવાની આશા રાખે તે કરતાં તદનજ ઉલ તા પ્રકારનું ઘર તમોએ જોયું, તમારા ખાવંદે તમોને કીસ લેવાની કોશેશ કીધી, તમો તેને ધીક્કારતાં હતાંજ માટે તમોએ ત્યાં પડેલી

છરી ઉંચકી તેની છાતીમાં ચલાવી દીધી. તમો તેનું ખુન કરતાં હતાં એવું ભાન તમોને રહયું નહીં તે ગુનહા પછી શું કર્યું તેનું ભાન આવ્યું અને તે લોહી ભરી છરી હાથમાં લઇનેજ બેધ્યાનપણે તમો નાસી ગયાં—આએ બધી અટકળ હું તમારે માટે બાંધું છું. એમજ બન્યું કે!"

"નહીં. એમ નથી બન્યુ," ગમખાર અવાઝે તેણી બોલી: "એ મારી ભુલ છે, સરચામ ભુલ છે, મારે માટે તમોજ સખ્ત મત ધરાવતા હોવો તે ભલે ધરાવતા રહો તેજ દરૂસ્ત છે."

"તે દરૂસ્ત છે! કાંચ? તમોએ તે પુરૂષનું ખુન તમારી રાજી મરજીથી, અગાઉથી રાખેલી ધારણાથી અને તેને નભરવસ રાખીને કીધું હોય એ કદીબી બનેજ નહીં, તમારાથી તેમ થઇ શકેજ નહીં."

"મારાથી તેમ થઈ શકેજ નહીં. તમો કહો છો તેમ તે હાડ પીંજર જેવો અને કદરૂપો હતો છતાં તેને હું મારાં ખરાં જીગરથી ચાહતી હતી."

આએ મેં શું સાંભળ્યું? મારી છાતીપર હાથ મુકીને બે પગલાં હું હઠી ગયો. સ્ત્રીઓ-વીચીત્ર પ્રાણી હોય છે અને જે માણુસને સઉ કોઇ ધીકારે તે માણસને એક સ્ત્રી ખરાં જીગરથી ચાહે એમ હું જાણું છું; પણ આએ હાડપંજર બદસુરત માણસને આવી ચહેરે નમુન છોકરી ખરાં જીગરથી ચાહતી હોય એમ હું કેમ માનું? આગલોજ વીચાર મને પાછો આવ્યો કે આ સ્ત્રી જેટલી ખુન માટે ગુનાહગાર છે તેટલીજ જુઠું બોલવા માટે પણ ગુનાહગાર છે.

"તમો તેને ચાહતાં હતાં? બને નહીં-બની શકેજ નહીં. આવાં કોઇ માણુસને કોઇબી સ્ત્રી કદીબી ચાહી શકશે નહીં. હવે પછી કદાચ તમો મને એમબી કહેશો કે તમોએ તેનું ખુન કર્યું હતું નહીં.-તો શું તમારૂં તે કહેલું હું માનશ કે? યાદ રાખજો, હું છેકજ ભોળો અને બેવકુફ નથી."

તેણી કશું બોલી નહીં અને બીજો એકબી શબ્દ બોલ્યા વના અથવા તેણીનો જવાબ સાંભળવાને થોભ્યા વના હું ત્યાંથી ચાલતો થયો..

હું રસ્તાપર નીકળ્યો ત્યારે મેં જોયુ કે જે માણુસ દમદાટી કરીને મારી પાસેથી પૈસા કહડાવવા આવ્યો હતો તે એક બાજુએ ઉભો રહયો હતો અને મારી હીલચાલ બારીકીથી જોતો હતો. મેં જાણે તેને જોયોજ નહીં હોય તેવો દેખાવ કરીને હું ચાલ્યો અને પછી મેં પાછું ફરીને જોયું તો તે માણુસને મીસ બલેકવાળાં ઘરમાં દાખલ થતાં મેં દીઠો. આએ જોઇને મને ગુંચવાડો ઉપજયો.

મેં મારાં મનને સવાલ કર્યો, "આએ માણુસ સાથે આએ છોકરીને શું સંબંધ હશે !"

મેંજ પાછી અતકલ બાંધીને તે સવાલનો જવાબ ઉતપન કર્યો. "આએ છોકરી પાસેથીબી દમદાટી કરીને નાણા કહડાવવાની કોશેશ આ મુજી મરદ કરતો હશે."



# પ્રકરણ ૮ મું.

## યા ખુદા! આએ તસ્વીર કોણની?

——;c:——

યા ખુદા—યા ખુદા—કોણની તસ્વીર?
નખરાં શું દેખારેછ મારૂં તકદીર?
ખુદરતની છે શું કાંઇ એમાં તદબીર?
કે સંજોગી સમાએ થાઉં છું અસીર?
ભેદી સઉ સીતમ હું ખમી રહેવશ,
ખુદરતના હુકમને હું નમી રહેવશ.

મને લાગ્યું કે આએ મીસ બલેકની જીંદગી સાથે મને લાંબો વખત સંબંધ રાખવો પડે એવી કાંઇ કુદરતની ગેબી બાજી હોવી જોઇએ.

બે ચાર દહાડા પસાર થઇ જવા પછી એક સાંજે હું ફરવા નીકળ્યો. હું ધીમેથી ચાલતો હતો તેટલાં કોઇએ મારૂં નામ પોકારીને મને બોલાવ્યો. પાછું ફરીને મેં જોયું તો મારા અસલ બચગીના મીત્ર કલીફર્ડને ખુશાલ ચહેરે હસતો ઉભેલો મેં દીઠો.

કલીફર્ડ સાથે મને બચપણથી દોસ્તી હતી. અમો સ્કુલમાં અને કોલેજમાં સાથે શીખેલા. હોસ્ટેલમાં અમો સાથેજ રહેલા અને

અભ્યાસ કરવામાં અમોએ જેમ એક બીજાને મદદ આપેલી તેમ મસ્તી તોફાન કરવામાં અમો હંમેશા એક બીજા સાથે જોડાતા, કલીફર્ડ નાનપણથીજ ચીત્રકળાનો શોખ ધરાવતો હતો, અને સ્કુલમાં તથા કોલેજમાં તે તરેહવાર ચીત્રો પાડતો, રમુજી સ્કેચ ઉતારતો, અને ચાલતાં માણસના હુબહુ ચેહેરા તે ચીતારી લેતો. કોલેજમાંથી બહાર પડયા પછી કલીફર્ડ પોતાના ચીત્રકળાના હુન્નરની વધુ ખીલવણી માટે અને ફ્રેંચ ભાષાનો અભ્યાસ કરવા માટે ફ્રાંસમાં તે ગયો હતો. હમણા તે ફ્રાંસથી પાછો ફર્યો હતો. તે જબરા મોટાં કદનો. હસતા દીલપજીર ચહેરાનો, હસમુખા સ્વભાવનો અને ભોળો મરદ હતો.

હું તેની આગળ દોડી ગયો અને હેત પ્રીતથી તેની સાથે શેકહેંડ કરીને મેં પુછ્યું. "બેરાદર કલીફર્ડ, તું પાછો કયારે આવ્યો?"

"બે દહાડા થયા."

"ફ્રેંચ ભાષા તું બરાબર શીખ્યો કે? ચાલ આપણે હવે ફ્રેંચ ભાષામાંજ વાત કર્યે. હું બી ફ્રેંચ ભાષા બરાબર જાણુંછ."

"તું ફ્રેંચ ભાષા બરાબર જાણેછ?"

"હા—તેમાં અજબ શાનું થવાનું?"

તે મોટે મોટે હસી પડયો.

"નહીં, નહીં. ફ્રેંચ ભાષામાં તો તું વાત મારી સાથે કરતોજ ના." તેણે ટકોરમાં જવાબ દીધો. "તુ એ ભાષા ઇંગ્લંડમાં શીખ્યો છે અને મેં એનો અભ્યાસ ફ્રાંસમાં કર્યો છે. બે વચ્ચે મોટો ફરક છે. તું ઇંગ્લંડમાં શીખીને એવા ખોટા ઉચ્ચાર કરશે કે જે હું સમજશ

નહીં અને ફ્રાંસમાં શીખવાથી હું એવા ખરા ઉચ્ચાર કરીશ કે જે તું સમજશે નહીં, તેથી બધું ગોંડલ થઇ જશે."

"વારૂં—તારી ચીત્રકળાનું કેમ?"

"ઠીક શીખ્યો છું. એક પેપરવાળાએ મને રોકયો છે જેથી ગાડું હાલ તો ગબડે છે. પેરીસમાં મેં તરેહવાર ચીત્રો ઉતારયાં છે અને ઘણું સારૂં કલેકશન લાવ્યો છું. આવ, મારે ઘરે આવ.. હું તુંને તે મારૂં કલેકશન દેખાડું. હમણા તુને રોકાણ તો નથીની?"

"જરાબી નહીં." મેં કહયું, "હું તો હમણા ફરવા જતો હતો. તારાં ચીત્ર જોવાને હું ઘણો આતુર છું."

તેણે એક સારા મોહલ્લામાં રૂમઝ રાખ્યા હતા જ્યાં અમો જઈ લાગ્યા. મારો મીત્ર કલીફર્ડ જરા શોખીન છે માટે ઓરડો મજાનો સણગારીને સગવડવાળો તેણે બનાવ્યો હતો. તે પોતાના બે ત્રણ પોર્ટફુલ્યા લઇ આવ્યો અને હું તેમાં ચીતારેલાં પીકચરો જોવા લાગ્યો. અને જોતાં જેમ મને ઘણી મજાહ લાગી તેમ મેં એ પણ જોયું કે તેના હુનરમા ઘણો સારો અને મોટો સુધારો થયો હતો.

એક ચીત્ર જોતાં મારા ચહેરા ઉપર જબરો મોટો ફેરફાર થયો હશે એમ મને લાગ્યું. કલીફર્ડ મારી પીઠ પાછળ મારી ખુરસીની પછવાડે ઉભો રહી જુદાં જુદાં ચીત્રોની સમજ મને આપતો હતો માટે મારા ચેહેરા પર થયલા ફેરફાર તે જોઇ શકયો નહીં. તે ચીત્ર એક સ્ત્રીનું હતું અને તેની નીચે કલીફર્ડે લખેલું હતું કેઃ

**"પેરીસના નોટરડમ દેવલમાં પ્રાથના કરતી રૂપસુંદરી."**

તે 'રૂપસુંદરી'નો ચહેરો કોણનો? બેશક, કોઇનોજ નહીં, પણ મારાં જીગરમાં ધીકકારની લાગણી પેદા કરનારી મીસ બલેકનો.

એક ઘડીભર તો મારાથી કશું બોલાયુંજ નહીં. ગોયા હું તો અવાચક થઇ ગયો. કલીફર્ડ મારા ખંભા ઉપરથી વાંકો વળી તે ચીત્ર પર આંગળી મુકીને બોલ્યો:

"બોલ, બેરાદર ડોન, બોલ; આએ છોકરી અતીશય ખુબસુરત નથી? આહ! કેવી મજાની છે!"

"કોઇ જીવતી જાગતી છોકરીની આએ તસ્વીર છે કે? કે-કે ફકત કલમપણાથી તેં ઉભી કીધીછ?" મેં પુછ્યું.

"અરે નહીંરે-કલપના શાંની? મેં એ છોકરીને જોયલી. પણ તેણી જે મનમોહન ખુબસુરતી ધરાવતી હતી તેના અરધા ભાગની ખુબી પણ હું આ ચીત્રમા ઉતારી શકયો નથી. એક બલેક એંડ-વાઇટ સ્કેચમાં રંગ અને નાઝોઅદાનો ખ્યાલ કેમ દાખલ થઇ શકે? આ છોકરી સાથે મને કોઇબી વાર મુલાકાત થશે તો જરૂરજ હું તેણીની સાથે પરણવાની માંગણી કરીશ."

ગરીબ બાપડો કલીફર્ડ! આએ છોકરીએ કેવો અઝીમ ગુનાહ કર્યો છે તેની એ બીચારાને શું ખબર હોય? કેવી અપરાધી સ્ત્રી ઉપર તે પોતે મોહી પડયો છે એ શું જાણે? બેખબરીમાં પણ આનંદ હોય છે.

"તેં એ છોકરીને નોટરડેમમાં કેમ જોયલી? કયારે જોયલી?" મેં આતુરતાથી સવાલ કર્યો.

"કેમ કાકા? તમેબી મોહી પડયા કે! પેરીસ ખાતે જઇને એ છોકરીની શોધ ચલાવવાનો તારો ઇરાદો છે કે?" કલીફર્ડે હસીને રમુજમાં કહ્યું. "પણ તું પેરીસ જઇને શોધ ચલાવશે તારી સઘળી મેહનત ફોકટમાં જશે. અઠવાડયાંઓ સુધી મેં સઘળે ઠેકાણે ભટકી ભટકીને એ છોકરીને શોધી કહાડવાની કોશેશ કીધી હતી પણ તે સઘળી કોશેશ ફોકત ગઇ.

"દેવળમાં પ્રાર્થના કરવાને તે આવતી હતી અને ત્યાં મેં દુરથી, તેણીને ખબરજ નહીં પડે એવી રીતે તેણીની આએ તસ્વીર ચીતારી લીધી હતી. તેણીની સાથે એક જોગણ હતી અને તે છોકરીની બહુંજ સંભાળ તે જોગણ લેતી હતી. આવી દેખરેખ છતાં આએ છોકરીનો એક આશક હતો અને તે આશક સાથે તેણી જયાર ત્યાર વાતચીત કરતી હતી."

"એક આશક? એક લવર? તે કેવો હતો?" મેં પુછયું.

કલીફર્ડ હસી પડયો.

"એ છોકરીની સઘળી વાત જાણવાને તું કેવો આતુર બન્યો છે?" કલીફર્ડ બોલ્યો. "તે આશક કેવો હતો તે હું વરણવી શકતો નથી પણ હું ધારૂંછ કે તેને હું પાછો જોવું તો ઓળખું ખરો. પણ એ છોકરી તારા હાથમાં આવે એવું તો ધારતોજ ના. પહેલાં તો એ કે તેણી ગુમ થઇ ગઇ છે, મેં ઘણીબી શોધી પણ મળી નહીં, નોટરડમમાં પણ એ પાછી આવી નહીં. બીજું તો એ કે પેલા આશક સાથે તેણી અત્યાર અગાઉ પરણી હશે એમ હું ધારૂં છું."

"એ છોકરીને તેં દેવળમાં છેલ્લી કયારે જોયલી! તેને કેટલો વખત થયો હશે વારૂ?"

"આશરે બે મહીના થયા હશે," ક્લીફર્ડે વીચાર કરીને કહ્યું અને પછી તે હસી પડીને બોલ્યો: "પણ બેરાદર, તું કાંય એટલી ચાવા ચીવી કરતો હોશે! એ છોકરીને માટે તું એટલું બધું કાંય પુછેછ! તુનેબી તસ્વીર જોતાં પ્યારનો તીર લાગો કે? જો એ છોકરીનો ચહેરો જો-જાણે ઇંગ્રેજ ઓલાદની હોવી જોઇએ અને હમણાં ઈંગ્લેંડમાંજ આવેલી હોવી જોઇયે. કોણ જાણે? કદાચ લન્ડનમાંબી હોય-કદાચ આપણી નજદીકમાંબી હોય-કદાચ આજે મોહલ્લામાંબી હોય."

"હોયબી." હું બેધ્યાનપણે બોલ્યો.

પણ તેટલા તો કલીફરડનો કોઇ બીજો મીત્ર આવી લાગ્યો જેથી અમારી વાતચીત બંધ પડી ગઈ. અમો ત્રણ તે પછી એલાર પેલારની વાત કરવા બેઠા અને એક રીસટોરાંમાં જઇને જમી આવ્યા અને ત્યાર બાદ અમો છુટા પડયા.

કેવું અજબ જેવું! આજે છોકરીના બાબમાં વધુ અને વધુ ખબર જાણવાની કુદરતે મારી સરજત સરજી હતી એમ મને બસારત થવા લાગી. આજે વળી નવી ખબર હતી અને તે ખબરથી વળી મારા મનમાં નવા વીચારો ઉભા થવા પામ્યા.

કુદરતે કોણ જાણે શું બાજી રચી હશે! હું કેમ જાણી શકું કે વીધાતાએ અમોને શા માટે એકમેકના માર્ગમાં મુકયાં હશે અને શા માટે હું તેણીના બાબમાં આટલી કાળજી ધરાવવાને શીખ્યો હોવશ? મારા દીલની લાગણી શું હતી? તે હું બરાબર પારખી શકું એવી મેં ખરાં દીલથી દુવા ગુજારી.

---

# પ્રકરણ ૯ મું.

## ખરેખર આએ શું "છેલ્લીજ મુલાકાત" હતી?

શા માટે ચુપ તું રહે છે પ્યારી?
શા માટે બંધ છે ઝબાન તારી!
શા માટે તારી આ હા–ઓ–ઝારી!
શા માટે જીંદગીથી તું આમ હારી?
ભરમનો પરદો મજ આગળ તું ખોલ,
ખરી વાત શું છે!–બોલ–અરે–બોલ.

બીજે દહાડે પાછો હું બહાર નીકળ્યો. મનને તો સમજાવ્યું કે થોડે ફરી હરીને પાછું ફરવું પણ દીલ નાદાન કોઇ જુદેજ ઠેકાણે મારાં પગલાંને દોરવતું હતું. હું સમજતો હતો કે ફકત ફરવા જવાનો ઠરાવ કરી મને પોતાને ઠગવાની હું કોશેશ કરતો હતો કારણ કે મીસ બલેકના ઘર તરફ હું જાણી જોઇને ઘસડાતો હતો.

રસ્તામાં આમ તો મેં થોડાંક ફુલ ખરીદયાં–કાંય ખરીદયા?

મનને તો એમ સમજાવ્યું કે ફુલનો શોખ થયો તેથી લીધા, પણ દીલ તો એમ કહેતું હતું કે મીસ બલેકને આપવાં તે લીધાં હતાં.

મીસ બ્લેકને ઘરે જઇ પુગતાં તે ઘરની ઘરડી ઘરવાળી જેણીનું નામ મીસીસ મુર હતું તેણીએ બારણું ઉઘાડયું અને તેણીએ મને આવકાર દીધો. મને તે હવે ઓળખવા લાગી હતી.

મેં પુછયું. "મીસ બ્લેક ઘરમાં છે કે!"

"હાજી, છે. તમો આવ્યા તેથી હું ઘણીજ ખુશી થઇ. કોઇબી આવીને એ છોકરીની મુલાકાત લે એવું હું ઇચ્છતી હતી. કોઇના લખેલાં કાગળયાં ઉકલાવવા પર તે આખો દહાડો રોકાઇ રહે છે અને બહુજ સખત મહેનત કરે છે, બીચારી નખાતી જાય છે."

"નખાતી જાય છે?"

"હા—લેવાઇને દાંડી જેવી બની ગઇ છે. તમો અંદર આવોને" તેણીના કદરૂપા અગવડભર્યા સીટીંગ રૂમમાં હું દાખલ થયો અને એક વાંકી ટીકી અને અગવડભરી ખુરસી પર હું બેઠો.

મીસ બ્લેકને તેડવાને તયા હું આવ્યો હતો એવી ખબર આપવાને મીસીસ મુંર ગઇ અને થોડીક પળમાં મીસ બ્લેક આવી પુગી. તેણીના ચહેરા પર કેટલો ફેરફાર થઇ ગયો હતો, તે ફેરફાર જોઇને મને ઘણોજ ગમ ઉપજ્યો અને મને તેણીની બેહદ દયા લાગી. તેણી પહેલાંથીજ ફીકી તો હતીજ પણ હમણા તે ફીકાશ વધુ વધ્યો હતો અને તેણી અતીશય નખાઇ ગઈ હતી. તેણીની કાળી કાજળ જેવી આંખોની આસપાસ એક કાળું કુંડાળું ફરી વળયું હતું અને તેણી તદનજ નાસીપાસ નીરાશ થઈ ગઇ હોય તેવી જણાતી હતી.

તેણીનો ભેદ શું હશે? હું કાંઇ તવંગર તો હતોજ નહીં પણ તેમ છેકજ મુફલેસ મોહતાજ પણ હતો નહીં, બેંકમાં મારી જે

નાની નાણાંની રકમ હતી તે સઘળી પૈએપૈ આપી દઉં, જો કોઇ મને એ છોકરીના ભેદ ભરમની સઘળી વાત કહી દેતો. આવી દીલરૂબા સનમ આવી રીતે એકલી એતુલી રહે, આવી રીતે ગમ અને દીલગીરીમાં દીવસ ગુજારી પોતાના તન બદનને બાળી જાળીને ગાળી નાંખે, પોતાની મધુરી ખુબસુરતી ફેકતમાં બરબાદ કરે. પોતાની ઉછળતી જવાનીને આ પ્રમાણે તારાજ થવા દે, પોતાની જીંદગીને કંગાળ બનવા દે અને પોતાના જીવને બેચેન બનાવી સદાકાળ હાય અને ઝારી કરતી રહે–એ શું કોઇથી જોઇ શકાય કે!

પણ હું શું કરૂં? ખરો ભેદ ભરમ કહેજ નહીં તો પછી ઉપાય તે કેમ થઇ શકે? દરદ જણાય નહીં તો દવાઇ શું અપાય?

પણ વળી એમબી કાંય નહીં હોય કે તેણીએ ગુનાહ કીધો હશે તે ગુનાહ પછી પસ્તાવાનો ઝબુન દંખ તેણીને માટે ઝેરીલો થઇ પડયો હશે? ગમે તે હોય; તો પણ બેશક મારે દયા ખાવી જોઇએ અને દીલસોજ બનવું જોઇયે એવું મને લાગ્યું.

તેણીએ પોતાનો હાથ શેકહેંડ કરવાને સારૂ લાંબો કર્યો નહીં પણ આ વેળા મેંજ તેણીનો હાથ મારા હાથમાં પહેલીજ વાર લીધો અને માયાથી પુંછયું; "તમારી તબીયત ઠીક નથી?"

"તેવું કાંઇ નથી. કદાચ હું બીમાર હોવું તેવી દેખાતી હોઇશ પણ મારી તબીયત બગડી નથી. તોપણ જે જાતની જીંદગી હું ભોગવું છું તેનાથી તબીયત ઉપર અસર થયા વના રેહશે નહીં એમ હું જાણું છું."

મેં તેણીને કહ્યું; "તમો બહાર ફરવા હરવા જાઓ. દરરોજ ફરવા જશો તો તાજી હવાથી તબીયત સારી રહેશે. વળી જરા રતી ગમત બી મેળવો. તમારા મન ઉપર જે જાતનો ગંભીર બોજો પડેલો છે તે જોતાં તો તમારે અવારનવાર ગમત મેળવવા જવું જોઇએ કે તેથી તમો આગલી પાછલી થોડો વખત ભુલી જાઓ."

"પણ જે જાતનો બોજો મારા મગજપર પડેલો છે તે બોજા સાથે ગમત મેળવવાનું કદીબી બની શકે નહીં. પણ મારે માટે તમો દલગીર કાંય થાવોછ? તમોને દલગીર થવાનું શું કારણ છે? તમોને કે કોઇ બીજાને મારી શી દરકાર હોય? તમો એવું ધારવા ઇચ્છો છો કે તમો ઉદારતાથી વરતવા માંગો છો. કદાચ તમો દર રાતે તમારાં જીગરને કેહતા હશો અને તમો તમારાં જીગરને સધ્યારો આપતા હશો કે "ભુખમરાથી ત્રાશદાયક મોતે મરતાં મેં એને કામકાજ આપી ને બચાવાં છે અને એના પાપી હાથોને મારૂં કામ બજાવવાને રોકી રાખ્યા છે." પણ તમો માટે દલગીર થાવો છો તે જોઇને—"

તેણી બોલતી એકદમ અટકી ગઇ. તેણી જુસ્સાથી અને લાગણી ભેર બોલતી હતી જે વેળા તેણીની આંખ ચળકતી હતી અને તેણીના ગાલ ઉપર રતાશ ચડી આવ્યો હતો. પણ ઘડી ભરમાં પાછો ફેરફાર થયો અને તે રતાશ ઉડી ગયો અને અગાઉના કરતાં પણ તેણી વધુ ફીકી થઇ ગઇ. તેણીની આંખ આંસુઓથી ભરાઇ ગઇ અને તેણીનું આખું તનબદન ધ્રુજવા લાગ્યું.

પણ શાંન્ત પડીને તે બોલી;"માફ કરજો, મને માફ કરજો." મારો હાથ લઇ તે ઉપર પોતાના હોઠ લગાડીને તેણીએ કહ્યું: "આવી

રીતે તમોને કહી સંભળાવી મેં ખોટું કર્યું છે. હું બેકદર બેમરવત છું. પણ જે મારી ઉપર પડે છે તે હું ખમી શકું તેથી વધારે છે. કોઇ વાર તો મને એવું લાગે છે કે હું લગભગ દીવાની થઇ ગઇ છું. તકદીરે મને આજીજ કીધી છે અને તેથી હું એવી ઝનુની બનું છું કે કોઇને કાંઇ સખત કહીને મારા જીગરને રાહત આપું. માફ કરજો—મારે આવું બોલવું નહીં હતું."

"કાંઇ નહીં, મને નમારા બોલવાનો ગુસ્સો નથી." મને અતીશય લાગી આવ્યું અને બોલ્યો, અને વળી મને એમબી લાગ્યુ કે તેણી ખરૂંજ બોલતી હતી. મેં કહ્યું: "તમે ખરૂંજ કહો છો. મેં તકોબરીથી મારા જીગરને તમો કહો છો તેવો સધ્યારો આપ્યો છે, જેમ મારે કરવું નહીં હતું."

હું તેણીની આગળ ગયો; તેણીના અપરાધની વાત મારાં મનમાંથી ઘડી ભર ભુલાઇ ગઇ. હું મારી સાંમે એક બેહદ ખુબસુરત પણ અસુખી સ્ત્રીને જોતો હતો એવુંજ મને યાદ રહ્યું. મેં તેણીના બને હાથ મારા હાથમાં પકડયા. ઘડીભર અમોએ બન્નેએ એક બીજાની આંખ તરફ ટીકીને જોયું. મેં તેણીના હાથ વધુ જોશથી દાબ્યા. હું, મારી મરજીથી નહીં પણ કુદરતના ફરમાનથી તેણીની લગોલગ ગયો; પણ ઘડી ભરમાં તે સ્ત્રીના અપરાધની યાદ એક સાબુત સખત ફટકા મીશાલ મારાં મગઝમાં તાજી થઇ અને મેં તેણીના હાથ છોડી દીધા.

ઘડીભર અમો બન્ને ચુપ રહયાં, તે પછી હુંજ ચુપકીદી તોડીને બોલ્યો; "મારી સખતાઇ અને તકોબરી માટે તમો મને માફ કરશો કે?"

"હા ખરાં જીગરથી."

પેલાં ફુલ મેં તેણીને આપ્યાં અને કહ્યું: "આએ મેં ખરીદયાં છે. કદાચ તમારે માટે મેં ખરીદયાં હશે. તમો એ ફુલ કબુલ રાખશો કે?"

"હા." તેણી બોલી પણ ફુલ માટે તેણીએ મારો આભાર માન્યો નહીં.

હું હવે જવાને ઉઠયો, બારણા સુધી હું ગયો અને તેણીએ મને જોયા કીધો. બારણા સુધી જવા પછી હું પાછો ફર્યો અને મેં પુછયું.

"હવે હું જાઉં કે?"

"હા."

"હું ધારૂં છું કે હવે મારે ફરીને અત્રે આવવું નહીં જોઇએ."

"તમારે આવવું નહીં જોઇએ."

"નકલ કરવાનું કામ પુરૂં થતાં તે તમો મોકલી આપશો કે?"

"હા."

"તમારે માટે હું બીજું કામ મોકલી આપીશ."

"ઠીક."

"અને તમો અત્રેથી રવાના થાવો અથવા કોઇ બીજે ઠેકાણે જઈ રહેવો તો તેમ કરવા અગાઉ તે વીષેની મને ખબર આપશો કે?"

"હા."

અમે બંને ગોખા ચાવી આપેલા સાંચા હોય તેમ બોલ્યાં. ખુદા માલુમ તે વેળા અમોને બંનેને શું થયું ?

મેં મારો હાથ લાંબો કીધો અને કહ્યું: "છેલ્લી સલામ."

એક ઘડીભર તેણી થોભી અને તે પછી પોતાનો હાથ મારા હાથમાં મુકીને બોલી "છેલ્લી સલામ."

મેં તેણીનો હાથ મારા હાથમાં પકડી રાખ્યો અને મારો બીજો હાથ તેણીના હાથ ઉપર મુકી મેં બહુંજ ધીમા અવાજે પુછયું: "કહો, તે રાતના બનેલા સઘળા બનાવની વાત મને કહો. મરનાર તમારો ખાવંદ હતો, તે તમારી ઉપર કદાચ પ્યાર રાખતો હશે પણ તમો તેનાથી કચવાયાં હશો. તમોને કદાચ તેની દયા આવી હશે પણ તેની બગલગીરીને તમોએ ધીકકારી કહાડી હશે. એ બધું ખરૂં કે ? ગુનાહ કરવા માટે તમોને ઠપકો ઘટતો નથી એવું કાંઇ મને કહી સંભળાવો. ગમે તો જુઠું બોલો પણ મને એવો સધ્યારો આપો કે તમોને આ અપરાધમાટે ઠપકો ઘટતો નથી. કાંઇબી બહાનું દેખાડો, એવું કાંઇબી કહો કે જેથી મને તમારે માટે માનની લાગણી પેદા થાય."

તેણી મારી જોડાજોડમાં ઉભી હતી અને તેણીનું બદન મારાં બદનપર અઢેલાયલું હતું. તેણીની છાતીના ધપકારાનો ધબકારો મને લાગતો હતો.

"તેમ કહી શકતી નથી—અફસોસ તેમ કહી શકતી નથી. તે રાતે જે કાંઇ બન્યું તેને માટે મને પોતાને, મને એકલીનેજ ઠપકો ઘટે છે. કાઇબી બહાનું દેખાડવાનું નથી. જેમ તમો મને ધીકારતા આવ્યા છો તેમ ધીકારતાજ રેહો."

નાસીપાસ થઇને હું હઠી ગયો.

"હું તમોને ધીકારૂં છું. તમારે માટે મારાં જીગરમાં ધીકાર સીવાય બીજી લાગણી છેજ નહીં. તમારા ગુનાહથી તમોને અલગ કરવાનું કદીબી બની શકવાનુંજ નથી."

એક ઘડીભર હું થોભ્યો જે દરમ્યાન મને કલીફ્ર્ડવાળી તસ્વીરની વાત યાદ આવી.

મેં સવાલ કર્યો: "તમો કોઇવાર ફ્રાંસ ગયલાં કે?"

તેણી ફીકી થઇ ગઇ-કોઇબી વાર મેં નહીં જોઇ હોય તેવી ફીકી તેણી થઇ ગઇ અને ધ્રુજતા બીહવેલા સાહદે તેણીએ કહ્યું: "હા—ગયલી,"

"અને નોટરડમના દેવલમાં તમો પ્રાર્થના કરવા જતાં હતાં કે?"

"હા."

"તમો દેવલમાંથી જ્યારે બાહાર નીકળતાં હતાં ત્યારે જે લવર તમોને મળતો હતો અને જેની સાથે તમો વાતચીત કરતાં હતાં તે કોણ હતો? જે પુરૂષની સાથે તમો પરણ્યાં હતાં અને જેનું ખુન થયું હતું તે તો હતોજ નહીં. ત્યારે આ એ બીજો કોણ હતો? તે લવરને ખાતર તમોએ તમારા ખાવંદનું ખુન કરેલું કે? અને તે લવર હમણા તમારી મુલાકાત અવાર નવાર લે છે કે!"

"મારે લગતી આટલી બધી ખબરો તમેં કેમ મેળવી ? મારે કહેવું જોઇયે કે જે મરદ મને નોટરડમના દરવાજામાં મલતો હતો તે મરદ–તે મરદને–તે મરદનો–પણ નહીં; હું કહેવાની હીમત કરી શકતી નથી,"

એક બોલબી બોલ્યા વનાં હું ત્યાંથી ચાલતો થયો. મારે મકાને હું કેમ જઇ પુગ્યો તે મને યાદ નથી. પગે ચાલતો ગયો કે ગાડીમાં બેસી ગયો તેનું ભાન મને રહ્યું નથી. એકજ ખ્યાલથી હું બેબાબરો પડ્યો કે આ સ્ત્રી જેણીએ ખુન કરયું હતું અને ખરી વાત મારાથી જેણી છુપાવતી હતી તેણીના પ્યારમાં હું પડ્યો હતો; પાપ અને ગુનાહમાં આલુદા થયલી સ્ત્રીને હું ચાહવા લાગ્યો હતો; ને જેને હું ધીકારતો હતો તેનીજ મોહબતનો હું તલબગાર બન્યો હતો.

તેણીની મુલાકાત ફરીથી કદીબી નહીં લેવાનો મેં ઠરાવ કર્યો: હું તેણીને છેલ્લી સલામ કરી આવ્યો હતો; પણ–પણ– મારૂં જીગર મારી ઠેકડી કરીને ગોયા એવું કહેતું હતું કે "આ 'છેલ્લી સલામ' ફકત મોહડેની છે. તું પાછો તેણીને મલવા જશેજ— આએ છેલ્લીજ મુલાકાત છે એમ તું તારા મનને ઠગે છે-ધોબ–ઠગાઈ ઝાઝો વાર ચાલુ રહેશે નહિ."

કોઈબી સ્ત્રીને આજ લગણ મેં કદી બી નહીં ચાહી હોય તેવી આ સ્ત્રીને હું ચાહતો હતો એવી મારી ખાતરી થઈ અને તેથીજ કંગાળ બન્યો–હું મને પોતાને ધીકારવા લાગ્યો.

# પ્રકરણ ૧૦ મું.

## "મારી માશુકનો આવો આશક!"

પરીનો આશક શયતાન કેમ હોય!
વસંતની મોસમે બેઝાન કેમ હોય!
બકરી સાથ વાઘનું રહેઠાણ કેમ હોય!
મંદીરમાં કાફરનું મકાન કેમ હોય!
આવી આએ જોડી!—કેવું અજબ!
કેમ એ હું માનું! ગઝબ રે ગઝબ!

એ દીવસ પછી હું મારી આફીસમાંથી મારે ઘરે જઇ પુગો ત્યારે એક માણસને મારી મુલાકાતે આવીને મારે ઘરે ખોતી થનો મેં જોયો. હું ઓરડામાં દાખલ થયો ત્યારે તે ઉભો અને મને સલામ કરીને તેણે કહ્યું, "સાહેબ હું સ્કોટલેંડ યાર્ડ (ડીટેકટીવ ખાતાં)નો એક ઓફીસર છું અને મારૂં નામ ગ્રીનફીલ્ડ છે. મી૦ ડડલીના થયલાં ખુનના બાબમાં કેટલાક સવાલ પુછવાને હું અત્રે આવ્યો છું. મને થોડીક પુછપરછ કરવાની તમો સાહેબ રજા આપશો?"

"બેલાશક સવાલ પુછો, હું તમોને જે જાણુંનો હોવશ તે બધું કહેવશ. તે બાબતમાં તમોને કાંઇ નવી બાતમી મળી છે કે?"

મેં તેને કહ્યું પણ દીલમાં તો મેં ઠરાવ કરીજ રાખ્યો કે એ મને ઉલટપાલટ તપાસે તો મારે મગજ શાંત રાખીનેજ જવાબ દેવો.

"કાંઇક સહેજ જણાયું છે સાહેબ. ખુન નંબર બાવીશવાળાં ઘરમાં થયું હતું અને જે દીવસે ખુન થયું તે દીવસે સાંજે તે ઘરનો એક ભાડુત બહાર દેશાવર તરફ રવાના થયો હતો. તેના પાછું ફરવાની રાહ અમો આતુરતાથી જોતા હતા. થોડા દીવસ થયા તે પાછો ફર્યો છે અને મેં તેની મુલાકાત લીધી છે. ખુનવાળા બનાવ સાથે તેને કાંઇ વળગતું હોય એમ અમો ધારતા નથી પણ કદાચ સંબંધ હોવથી-સાવચેતીથી કામ લેવાનું છે. તેણે કહ્યું કે તે જરમની ખાતે ગયો હતો અને કશાં ઇંગ્રેજી વરતમાનપત્રો તેને મળયાં ન હતાં અને તેથી તે કશી ખબરથી માહીતગાર થયો હતો નહી, આ ખુનવાળી ખબરથી તે માહીતગાર થયો હતો નહીં. મેં તેને પુછ્યું કે 'તમો આ મકાન મધ્યેથી રવાના થયા તે અગાઉ કોઇને તમોએ જોયો હતો કે? અથવા કશુ તમોએ સાંભળ્યું હતું કે?' તેણે કહયું કે આશરે સાડા દશ વાગે તે ઘરમાંથી બહાર નીકળ્યો હતો અને તેણે એક મરદને અને એક સ્રીને એક ભાડુતી ગાડીમાંથી ઉતરતાં અને નંબર બાવીશગા વાળાં મકાનમાં દાખલ થતાં જોયાં હતાં. હવે તમોએ તો તમારી જુબાનીમાં એવું જણાવ્યું છે કે તમોએ ફકત એકજ માણુસને જોયું હતું અને માણુસ સ્રી હતી કે મરદ તે તમો કહી શકતા નથી. તે ભાડુત કહે છે કે તે સ્રી બેહદ ખુબસુરત હતી. તે ભાડુત વળી કહે છે કે 'તે સ્રીનો ખુબસુરત ચહેરો જોવાને હું એવો તો

રોકાઇ ગયો હતો કે તેણીની સાથના મરદનો ચહેરો મેં જોયો નહીં અને તેની તરફ મેં નજર વટીક કાધી નહીં, પણ તે સ્ત્રીનો ચેહરો મેં જોયો છે અને તેણીને હું ફરીને જોઇશ તો પીછાણી શકીશ. તે સ્ત્રીનો પોશાક સુફેદ હતો અને ઉપર એક મોટો લાંબો ઓવર કોટ તેણીએ પેહર્યો હતો.' હવે સાહેબ તમો કહી શકશો કે જે માણસ જે તમોએ જોયું હતું તેનો પોશાક સુફેદ હતો કે?"

ગુનાહગાર પણ મારા જીગરમાં વસવાટ કરી રહેલી સ્ત્રીને બચાવવા ખાતર મેં આ વાર ફરી જુઠું કહયું કે "હા મેં પોશાક જોયા હતો. તે પોશાક સુફેદતો હતોજ નહી".

" અને તે એક સ્ત્રી હતી એમ તમો શું નથી ધારતા!"

" નહીં. કદાચ હું ખાતરીથી તો એમ કહી શકુ કે તે એક સ્ત્રી હતી નહીં."

તે ડીટેકટીવ ગુચવણમાં પડેલો જણાયો અને તે પોતાનું માથું ધવડવા લાગ્યો.

" જો તમો એમ કહેતે કે તે માણસ એક સ્ત્રી હતી તો કદાચ મને પત્તો મેળવવાની આશા રહેતે," ડીટેકટીવ બોલ્યો; "અમોને એવોજ શક છે કે આ ખુનવાળા બનાવમાં બે માણસોના હાથ હોવા જોઇયે. સઘળી ખટપટના બાતેનમાં તમો જોશો તો એક સ્ત્રી જણાશે. એક સ્ત્રીની ખાસીહત એવી હોય છે કે ખુન થયું હોય તો ત્યાં થોભીને મરણ પામેલાં માણસની લાશને છુપાવવાની તે કોશેશ કરે નહીં પણ ચીશ પાડીને ત્યાંથી નાસી જાય. જે ચીશ

તમોએ સાંભળી હતી તે માટે તમો શું ધારોછો ? તે એક સ્રીની ચીશ હતી કે !"

"તે એક તીક્ષણ જબરી ચીશ હતી એટલુંજ હું કહી શકું છું. વધારે કશુંએ હું કહી શકતો નથી. તે ચીશ એકજ વાર સંભળાઇ-ફરી અને ફરી સંભળાઇ હતી નહીં. એક ચીશ પડી અને તે પછી તરતજ એક માણસ બહાર નીકળીને દોડી ગયું."

"અને તમો તેની પુઠે દોડયા નહીં ? મને તો એમ લાગે છે કે તે નાસતા માણસની પાછળ દોડવાનું વધારે કુદરતી ગણાતે."

મેં એક સીગાર લીધી અને તેનો છેડો શાંતપણે કાપીને તે મેં સળગાવી. મેં જોયું કે આ ડીટેકટીવ મને છટકાંમાં સપડાવવા માંગતો હતો માટે હું તદનજ નચીંત અને શાંત હતો એવું મારે તેને દેખાડવું જોઇએ.

"એ તો જેવો જેને ખ્યાલ આવે તે ખરો, મને તેની પુઠે દોડવાનો ખ્યાલ આવ્યોજ નહીં. ચીશ પડી તેથી મેં ધાર્યું કે ઘરમાં કાંઇ બન્યું હશે. શું બન્યું તે જોવા હું દાખલ થયો. બે કે ત્રણ બારણા ઉઘાડવાની મેં કોશેશ કીધી અને તે પછી દાદર આગળ હું ઉભો રહયો અને ઘરમાં કોઇ હોય તો તેને બોલાવ્યો."

"તમો દાદર આગળ કેવી રીતે ઉભેલા ? તમોએ મહોડું કયાં કરેલું અને પીઠ કયાં કરેલી ?"

"મેં દાદર તરફ અને બહાર નીકળવાના આગલાં બારણા તરફ

પીઠ કીધી હતી એવું મને કાંઇક યાદ છે." મેં ખુલાસાવાર ધીરજથી જવાબ દીધો.

"ત્યારે કોઈ માણસ ગુપચુપ દાદર પરથી ઉતરીને આગલે બારણેથી છટકી ગયો હોય અને તમોએ તેને જોયો નહીં હોય એ બનવા જોગ હતું ખરૂં કે?"

"હા, એમ બને ખરૂં."

"સાહેબ, મારે પુછવું જોઇયે કે આ બાબતમાં તમો કાંઇ વધારે જાણતા હોવો તે છુપાવવાની કોશેશ તો તમો નથી કરતા?"

"અલબત્તાં તેવી કોશેશ હું કરનોજ નથી." મેં ઠરાવ ભરેલી રીતે ડોળા કકડાવીને કહ્યું. "પણ હવે હું મારાં ખરાં જીગરથી ઇચ્છું છું કે મેં આ બાબતમાં કશો પણ ભાગ લીધો હતેજ નહીં, તે બનાવ બન્યો ત્યારથી નાહક મને સતાવવામાં આવે છે."

"પણ તમોએ તો તે વેળા તમારી ફરજ બજાવી હતી. એ બનાવ અમારે માટે ભેદભર્યો છે. પણ એ ભેદ ખુલ્લો કરવાનો મેં પકો ઠરાવ રાખ્યો છે. હું ઇચ્છું છું કે તે માર્યા ગયલા માણસની બેહેનનો પત્તો મળી શકે. કદાચ તેણી આ બાબતમાં કાંઇક બાતમી આપી શકશે. મરનારનો કોઇબી સગો સ્નેહી મળતોજ નથી. જે સ્ત્રીએ મરનાર સાથે લગન કરવાની કબુલાત આપી હતી, અને પાછળથી તે કબુલાત તોડી હતી તેના સીવાય કોઇબી માણસ બહાર આવ્યું નથી. મરનારે દશ વરસ આ મકાનમાં એકાંતમાં ગુજારયાં હતાં અને તેથી ધારી શકાય છે કે તેના કોઇ મીત્ર હતા નહીં તેમ વળી કોઇ દુશમન પણ હોઇ શકે નહીં.

ત્યારે ખુન કરનારની ધારણા શું હોય તેની સમજ પડતી નથી. મરનારના મરણથી કોઇબી માણસને લાભ થતો હોય તો તે મરનારની બહેન છે. પણ તે તો ગુમ થઇ ગઈ છે."

"કદાચ તમોને એવો ખ્યાલ આવતો હશે કે મરનારની બેહેને ખુન કર્યું હશે." મેં ઇશારો કર્યો.

"નહીં સાહેબ, એવો ખ્યાલ અમોને નથી આવતો. વળી દેખાઇતી રીતે તો તેણીના ભાઇનું ખુન થયું છે એવી ખબરથી તેણી ગુનેગાર થયલી હોય એમ લાગતું નથી. સેલીસીટરોને કશીબી બાતમી મળી નથી. હવે હું તમોને ઝાઝો વાર ખોટી કરવા માંગતો નથી. હું દલગીર છું કે તમો અમોને મદદ કરી શકતા નથી પણ મારી ખાત્રી છે કે નવું જુનું કાંઇબી બનશે અને ભેદ ખુલ્લો થશે. કહેવત છે કે ખુન છુપું રહેતું નથી. મારો પોતાનો અનુભવ એવો છે કે મોટે ભાગના ખુનનો પટો અને બાતમી મળે છે અને ખુનીઓ પોતાને ફેજે પુગે છે."

તે મને સલામ કરીને રવાના થયો અને હું બનેલા બનાવ પર વીચાર કરતો બેઠો. ડીટેકટીવના છેલ્લા બોલ મારા કાનમાં રમી રહયા. મોટે ભાગે ખુનીઓ પોતાને ફેજે પુગે છે એવું સાંભળવાથી મારો જીવ ઘણોજ બેચેન બન્યો કારણ કે જે સ્ત્રીએ ખુન કર્યું હતું અને જેણીને બેહદ પ્યારથી હું ચાહતો હતો તેણીને કશી અવળવલ પુગશે એવું ધારીને મને ઘણું દુખ ઉપજ્યુ.

પણ તેટલાં તો મારા મનમાં એક નવોજ વીચાર ઉભો થયો– તે વીચાર પહેલીજ વાર ઉભો થયો. એ શું બનવા જોગ નહીં હતું

કે મીસ બ્લેકના હાથમાં છરી હતી છતાં તેણીએ ખુન નહી કર્યું હોય! એમ્મી બનવા જોગ હતું કે આ છોકરીનો આશક આ છોકરીના લગન થવાની વાતથી માહીતગાર થયો હશે અને પરણેલું જોડું પાછું ફરે ત્યાં સુધી તેમની રાહ જોતો ઓરડામાં છુપાઇ બેઠો હશે. અને જ્યારે તેઓ આવી પુગ્યાં ત્યારે તે આશકે ખુન કર્યું હશે. તે ખુન થતું જોઇને તે છોકરીએ ચીસ પાડી હશે અને છરી જખમ મધેથી ખેંચી લઇ ગભરાઇને નાસી ગઇ હશે. મીસ બ્લેકે કદીભી ખુન કરવા માટેનો ઇનકાર મારી આગળ કર્યો હતો નહીં પણ તેમ વળી ખુન કરવાનો એકરાર પણ તેણીએ કર્યો હતો નહીં.

ડીટેકટીવ જે કાંઇ મને કહી ગયો તે વીશે વીચાર કરતો અને તેની સાથે થયલી સઘળી વાતચીત પાછી યાદ કરતે હું બેઠો. ડીટેકટીવે કરેલા એક ઇશારાથી મને ભારે ધાસ્તી ઉપજવા લાગી. તેણે કહયું હતું કે નંબર બાવીસવાળાં ઘરના ભાડુતે તે ઘરમાં દાખલ થતી સફેદ પોશાકવાળી છોકરીને જોઇ હતી અને તે છોકરીને તે જો પાછી જોશે તો જરૂર ઓળખશે. મીસ બ્લેકનો સુંદર ચ્હેરો એક વાર જે માણસ જોય તે કેમ ભુલે? રખેને આ ભાડુત તેણીને કેડે જોય—રખેને તેણીની ઉપર કાંઇ સીતમ ગુજરે! મેં દુવા ગુજારી, ખરાં જીગરથી, સાચ્ચાં યકીનથી દુવા ગુજારી કે તે ભાડુત મીસ બ્લેકને ફરીને કદી જોવા પામેજ નહીં. પણ કુદરતની ગણત્રી અને રચના કાંઇ જુદીજ હતી—મારા જેવો એક નાચીઝ માણસ કુદ્રતની રચાયલી બાજી કેમ રમી શકે?—કેમ સમજી શકે?

મને વીચાર ઉપજ્યો અને તેથી મેં આશા બાંધી કે આ ખુન મીસ જાતે પોતે નહીં પણ તેણીના કોઇ આશકે કરેલું સાબેત થશે. મેં હવે ખાતરીથી માનવા માંડયું કે મીસ બલેક તદ્દન નીર્દોષ છે અને તેવી મારી ખાતરી થતાંજ મારાં જીગરમાં એક નવી ખુશાલી અને નવી આશાનો જોશ ચહડી આવ્યો. મેં મારાં જીગરને વધુવાર છેતરવાની કોશેશ કીધી નહીં. હું મીસ બલેક પર મોહી પડયો હતો પણ મને પોતાને અને મારાં જીગરને એવુંજ સમજાવીને ઠગવા માંગતો હતો કે હું કાંઇ તેણીને ચાહતો નથી પણ ધીક્કારૂં છું, પણ હવે-આએ નવી આશા ઉતપન થવાથી—આએ નવી અટકળ બાંધવાથી મેં મારાં જીગર આગળ એકરાર કીધો કે મીસ બલેકને હું ચાહું છું અને તેણીને મારી ધણીઆણી બનાવવાને હું આતુર ઇંતેજાર છું.

તે પછી મને ખ્યાલ આવ્યો કે હું તો તેણીને ચાહું છું પણ તેણી મને ચાહશે કે? તેણી મારી દરકાર કરશે કે? જે આશકે તેણીના ખાવંદ કર્યું હશે તેની સાથે લગન કરવાને તેણી કદીબી કબુલ કરશેજ નહીં. તે ગરીબ બાપડા માણુસની છાતીમાં છરી પેઠી તેજ ઘડીથી તે છોકરીના હઇડા માહેથી તે આશક માટેના પ્યારની લાગણી નાબુદ થયેલી હોવીજ જોઇએ. પણ તેમ વળી એમબી વીચારવાનું છે કે એક માણુસ માટેનો પ્યાર નાબુદ થયો તેથી કોઇ બીજા માણુસ તરફની પ્યારની લાગણી પેદા થવી જોઇએ. પણ—પણ—પણ!

શું વીચાર કરવો તે મને સુજ્યું નહીં. મને તો એમજ લાગ્યું કે મને એ ચાહતાં શીખશે અને મારી માંગણું

કબુલ રાખશે. જો મને એ ચાહશે તો મારી આગળ પોતાના સઘળા ભરમની વાત કહી દેશે અને ને ઉપરથી હું એ છોકરીને માન આપતાં શીખીશ–એની પુજા કરીશ.

મારા જનેવી જોર્જના બોલ મને યાદ આવ્યા. મારા ઘરમાં ભુત ભમતો હતો એવું જ્યારે મેં તેને કહ્યું હતું ત્યારે તેણે રમુજમાં જણાવ્યું હતું કે જે સ્ત્રીને હું બેહદ પ્યારથી ચાહતો હતો તેનો ચહેરો મારી આંખ આગળ રમતો હતો. ખરેખર હવેજ મારી ખાતરી થઈ કે જે ઘડીએ મેં તે છોકરીને લોહીઆર છરી સાથ જોઈ તે ઘડીથી મારાં હઇડાંમાં તેણીને માટેની પ્યારની લાગણી પેદા થયેલી હોવી જોઇયે અને તે જાણુતા છતાં હું મને પોતાને ઠગવાની કોશેશ કરતો રહેલો હોવો જોઇયે.

મારા વીચારમાં ખલલ પડી કારણ કે મારો મીત્ર કલીફર્ડ આવી લાગયો. તે દોડતો ધામતો આવ્યો અને ખુશાલીથી બોલ્યો. "દોસ્ત સ્ત્રુઆરટ મને મુબારકબાદી આપ. કેટલાક સ્કેચ તઇયાર કરવાનું સરકારી કામ મને મલ્યું છે અને હું કાલે બહાર ગામ ઉપડી જનાર છું. પૈસા કમાઇ આવશ તો સુખસગવડમાં રહેવશ."

"અલબતાં હું તુને મુબારકબાદી આપુ છું બેરાદર, મારી મુલાકાતે તુ આવ્યો તેથી ઉપકાર થયો."

પોતાના હાથ માહેલા પોર્ટફુલ્યા મધેથી કલીફર્ડે તસ્વીર કહાડી.

"લે, આએ તસ્વીર તુંને ગમી છે માટે તુંને હું ભેટ આપુ છું." મીસ બ્લેકની તસ્વીર મને આપતાં તે બોલ્યો "રાખી મુકજે; તારી

પાસે રાખી મુકજે. આવા મધુર મનમોહન ચહેરા કાંઇ દરરોજ જોવામાં આવતા નથી...સે મારા તરફની ભેટ છે."

આએ ભેટ લેતાં મને કેવી ખુશાલી ઉપજી તે હું વરણવી શકતો નથી. મેં તે કબુલ રાખી અને મારૂં ઘણું મન થયું કે તે તસ્વીર ઉપર બોસો લેવું પણ કલીફર્ડની હાજરીને સબબે હું તેમ કરતાં અટક્યો.

મેં વાઇન કહાડયો અને અમો બને ગલાસ ભરીને પીવાની તૈયારીમાં હતા તેટલાં મારા ઓરડાનું બારણું ઠોકાયું. મેં કહ્યું. "જોની કલીફર્ડ, વળી એ કોણ છે!"

કલીફર્ડે બારણું ઉઘાડયું. દમ દાટી કરીને મારી પાસેથી નાણા કહડાવવાની કોશેશ કરતો જે માણસ એકવાર આવ્યો હતો તે માણસ લટર પટર હાલતમાં ઓરડામાં દાખલ થયો અને કલીફર્ડને જોઇને બોલ્યો.

"તમો કોણ છો! હું તો મી૦ ડોનને મળવા આવ્યો છું."

"હું અહીં છું. મને કાંઇ કહેવું છે!" મેં જવાબ દીધો.

"કાંઇ નહીં. હું બીજી વાર આવશ, મારે તમોને એકલાનેજ મળવું છે અને ખાનગી વાત કરવી છે," એટલું બોલી ને તે માણસ પાછો લપેરા ખાતો ચાલતો થયો.

કલીફર્ડ બારણું બંધ કરીને મારી આગળ આવીને બોલ્યો: "આએ માણસને તું ઓળખેછ કે?"

"હા. હીચકારો ઠગારો છે એટલું જાણુંછ."

"પણ એનું નામ ઠામ તુંને ખબર છે કે ?"

"નહીં."

"આએ જે તસ્વીર મેં તુંને હમણા ભેટ આપી તે તસ્વીર વાળી છોકરી સાથે નોટરડમના દરવાજામાં એક આશકને વાત કરતાં મેં જોયો હતો એવું મેં તુંને આગાઉ કહયું છે તે આએ માણસ.'

"હેં !" હું ચમકીને બોલ્યો; "ખરેખર ?"

"હા. મેં એને બરાબર પીછાણ્યો. હવે મને યાદ આવે છે કે એનો ચહેરો પણ મેં ચીતારી લીધો હતો. સબર કર—મારી નોટ બુકમાંજ તે ચીત્ર ચીતારેલું છે એમ ધારૂં છું, જરા થોભ. હું તે શોધી કહાડું." એમ કહીને કલીફર્ડે પોત.ના હાથ માહેલા પોર્ટફુલ્યા ગયેથી તરેહવાર સ્કેચ બહાર કહાડયા અને કેટલોક વખત શોધ કરવા પછી એક ચીત્ર કહાડીને તેણે મારા હાથમાં આપ્યું.

મેં તે ચીત્ર જોયું અને મારી ખાતરી થઇ કે જે માણસ હમણા ઘડીભર આવી ગયો હતો તેનુંજ તે ચીત્ર હતું. મને યાદ આવી કે મીસ બલેકના ઘરમાં દાખલ થતાં મેં તેને એક વાર જોયો હતો. કદાચ તે હવે મીસ બલેકની અનેક વાર મુલાકાત લેતો હશે અને તેઓ વચે—ખુદા માલુમ કોઇ પ્રકારનો સંબંધ હશે.

"એ તસ્વીરબી હું રાખું ?" મેં પુછયું.

"લેની-રાખની. મારે મન એ નકામી છે. પણ બેરાદર આ એ છોકરીની બાબતમાં તુંને ઘણી ઉલટ ઉપજેછ તેનું કારણ શું ?

કાંઇ ખાટી મીઠી મતલબ થાયછ કે! વારૂ જો, હું તુંને એક વાત કહી દેવુંછ. આએ છોકરીને શોધી કહાડજે ને એની સાથે પરણજે અને એની સાથે તું પરણ્યો એવી ખુશ ખબર મને પુગાડજે."

અમે બને તે પછી દારૂ પીના તરેહવાર વાત કરતા બેઠા અને ત્યાર બાદ ક્લીફર્ડ રવાના થયો.

---

## પ્રકરણ ૧૧ મું.

—: :—

### "મને તારાજ કરનાર ઉપર હું શું વેર નહીં લેવશ?"

---

દુન્યાથી જેણે ઉખેડી દીધી,
જીંદગી મુજ જેણે તારાજ કીધી,
વેર તે પર શું લેવશ હું નહીં,
ગલું તેનું શું રેંહસશ હું નહીં,
જીંદગી ભર તેની વેરી બનશ,
તેને કાજ નાગણ હું ઝેરી બનશ,

મીસ બ્લેકની તસ્વીર મેં હાથમાં લીધી અને તે જીવ વનાનાં પીકચર ઉપર મારા હેતથી હોટ મેં દાબ્યા. ટેબલ ઉપર તે પીકચર મેં મુકયું અને આવી માહતાબ જેવી છોકરીનો આશક આવો કંગાળ બદમાશ હતો તેનો વીચાર આવતાં મને ખેદ ઉપજ્યો અને હું કમકમ્યો.

આ વેળા બારણું ઠોકાયું અને મેં ધાર્યું કે પેલો બદમાશ પાછો આવી પુગ્યો હશે. પણ નહીં—મેં બારણું ઉઘાડયું ત્યારે તો એક સ્ત્રીને મેં બહાર ઉભેલી જોઇ. તે ઓરડામાં દાખલ થઇ અને આવી રીતે રાતને વખતે એક સ્ત્રીને આવેલી જોઇ હું અજબ થયો.

તેણીએ પોતાના મોહડાં ઉપર બુરખો નાંખ્યો હતો જે તેણીએ ઉંચકી નાંખ્યો અને પોતાનો ચહેરો ખુલ્લો કરીને તેણીએ પુછ્યું.

"તમો મને ઓળખો છો કે?"

મેં તે ચહેરો જોયો અને ઓળખ્યો. મેં કહયું:-

"હા, હું તમોને ઓળખું છું. તમારૂં નામ મીસ મીડ છે. મરનાર મી૦ ડડલીની લાશ ઉપર કોરોનરની જુરીએ તપાસ ચલાવી હતી ત્યારે તમો તમારી રાજીખુશીથી હાજર થઇને જુબાની આપી ગયાં હતાં તે મને યાદ છે. તે બનાવને ઘણા દીવસ થયા નથી."

"તે બનાવ એવો હતો કે તે બન્યાને વરસો વહી જાય તોબી તે ભુલાય નહીં." તે સ્ત્રી બોલી.

તેણી ખુબસુરત ચહેરાની જવાન સ્ત્રી હતી અને તેણીના ચેહેરા ઉપર શાંતીનો છાપ હતો, તેણીએ સાદો સસતો પોશાક પહેરેલો હતો અને કશી પણ ટીપણ ટાપણ હતી નહીં.

તેણી એક ખુરસીપર બેઠી અને પછી બોલી.

"બેસો સાહેબ. બેસો."

હું પણ તેણીની સામે બેઠો. તેણી શું કામ આવી હશે તે હું સમજી શકયો નહીં. પણ આગલોજ ખ્યાલ પાછો મારા મગજમાં ઉભો થયો. કુદરતની ગેબી શક્તીએ મને આએ ખુનવાળા બનાવનાં સંબંધમાં અને તે બનાવ સાથે લાગતું વળગતું ધરાવનારાઓના સંબંધનાં વધુ અને વધુ સંડોવવા માંડયો હતો એમ મને પરગરૂ માલમ પડવા લાગ્યું. એકેક પછી એવા બનાવો બનતા હતા કે જેથી મારી મરજી નહીં હતે તોબી મને આએ કમબખત કમનસીબ મામલામાં ભાગ લેવાની ફરજ પડતી.

થોડો વાર થોભવા પછી તે સ્ત્રીએ મને પુછ્યું,

" હું અત્રે શા માટે આવી? તમો શું ધારો છો!"

" હું કેમ જાણું? ને હું કેમ ધારી શકું! જ્યુરી આગળ તમો જુબાની આપવા આવ્યાં તે અગાઉ મેં તમોને કદીબી જોયલાં નહીં અને તે પછી પણ મેં તમોને જોયલાં નહીં. આજે બીજી વાર તમોને હું જોઉ છું અને તેથી તમારી મતલબ હું અટકળી શકતો નથી."

"મને એમજ લાગ્યું કે મારે તમારી મુલાકાત લેવી જોઇએ અને ચોકસ બાબતપર તમારી સાથે મારે વાત કરવી જોઇએ. ખુદા માલુમ મને શા માટે એવું લાગ્યું હશે. ભરદર્યે સફર કરતાં એક ભાંગેલાં બારકસ જેવી મારી હાલત છે, તેવું ભાંગેલાં સુકાનવાલું બારકસ પાણીના રોહ ઉપર જ્યાં ત્યાં ધસડાઇ જાય છે, તેજ મુજબ હું પણ મારી ધારેલી ધારણાવના કુદરતી દોરવણીને

આધીન થઇને અહીં આવી હોવશે. મી૦ ડડલીના ખુનીનો પત્તો હજી ગલ્યો નથી એ વાત ખરી કે!"

"હા, હજી મલ્યો નથી અને હવે પછી પત્તો મળે એમ મને લાગતુંબી નથી." મેં કહયું.

"તમોને એમ લાગતું નથી પણ મને તો લાગે છે કે પત્તો ગળવાનોજ. મેં જે મરદને એક વાર ચાહયો હતો તે મરણ પામ્યો છે. મારો પ્યાર જોશભેર અને ભરપુર હતો નહીં પણ થોડા ઘણોબી પ્યાર મારો પ્યાર તેની તરફ હતોજ. જ્યારે મેં તેને થોડો ઘણોબી ચાહયો હતો અને તે મને અતીશય ચાહતો હતો ત્યારે તો તે ગભરૂ, જોરેમંદ જવાન્યો હતો અને તન બદનમાં ભરેલો માટેલો હતો. તેને હું છોડી ગઇ અને તેનાથી હું છુટી પડી તે પછીના દશ વરસ દરમ્યાન તે એકલો એકાંત રહયો, ઝુરી મર્યો, ગમખાર બન્યો અને તેને પરીણામ હાડપિંજરનો અને કદરૂપો અવતાર ધારણ કર્યો. તેનાથી મને છુટી કરનારો માણસ પાપી બદમાશ છે. તેણે મને એક ખરા લાયક આશકથી છુટી કીધી, લગન કરવાની કબુલાત આપી, મારૂં નખોદ વાલ્યું અને તે પછી મને તેણે તજી દીધી. તેવી રીતે મને તજી દેનાર અને સંસાર સુખથી તથા ઇજતદાર મંડળોથી મને ઉખેડી નાંખનાર માણસને હું છટકવા દેવાની નથી. મારા હાથમાં તે આવશે ત્યારે હું તેને કચડી નાખશ. જેઓ રાહ જોતાં થોભે છે તેમને બદલો મળે છે. હું થોભી છું. વરસો સુધી થોભીશું, અને હવે મને તે ધીરજનું ફળ મળશેજ. એ માણસે મને ચાહવાનો દેખાવ કર્યો હતો. લગન કરવાની ખોટી કબુલાત આપી

હતી અને મારા આશકથી મને છુટી પાડી હતી. શા માટે ! ફક્ત પોતાની મતલબ સાધવા અને એક બીજા માણસ પર વેર લેવા કાજે તેણે મારૂં નશીબ વાળ્યું હતું. હું એને છોડવાની નથી—એને છટકવા દેવાની નથી."

"પણ તે માણસે કોણના પર વેર લેવા તમોને તારાજ કર્યા? મરનાર સાથે તેને શું સંબંધ?"

"મરનાર સાથના તેના સંબંધ વીશેની કશી પણ વાત હું આજ લગણ જાણતી હતી નહીં, પણ આજે મને એવી કાંઇક બાતમી મળી છે કે જેથી હું તમોને પુછવા આવી છું કે આ ખુન વાળી બાબતમાં તમોએ જે કાંઇ જાહેર કરયું છે તેથી કાંઇ વધુ તમો જાણો છો કે! તમોએ કાંઇ વાત છુપાવી છે કે! તમો કહો છો કે મી૦ ડડલીના ઘરમાંથી નીસરી જતાં માણસને તમોએ જોયું હતું. તમો એમ નહીં કહી શકશો કે તે એક મરદ હતો?"

"નહીં. મારૂં ખાનગી મત તો એવું છે કે તે એક સ્ત્રી હતી."

"અગાઉ તમો એમ બોલ્યા હતાજ નહીં, હમણાજ તમો એવું કહો છો?" તેણીએ અજબ થઇને પુછયું.

"હું ખાતરીથી કાંઇબી કહેતો નથી. હું ફક્ત મારૂં ખાનગી મત કહું છું; બીજું કાંઇ નહીં."

"આએ કાગળ વાંચો. અજબ પ્રકારે આએ કાગળ મારા હાથમાં આવ્યો છે. ગાંધીની દુકાનેથી હું કેટલોક સોદો ખરીદી લાવી હતી અને પડીકાં છોડતાં આએ કાગળ મારા જોવામાં આવ્યું જે

કાગળ માખણ ઉપર વીટાળેલું હતું. એક માણસે બીજા માણસ ઉપર લખેલો એ કાગલ છે. રદી કાગળો ગાંધીની દુકાને વેચાય છે અને તેનો આવો ઉપયોગ થાય છે પણ કોઇ વાર તે રદી કાગળો અગત્યની બાતમી પુરી પાડે છે."

તે કાગળ મેં લીધો અને નીચે મુજબ તે વાંચ્યો:–

"હું તારી ઉપર વેર લઇશ. તેં મને બધાઓ આગળ ખુલો કીધો કે પાના રમતાં મેં ઠગાઇ કીધી હતી અને ઠગીને બીજાઓના નાણા હું જીતી ગયો હતો. એવી રીતે તેં મને ખુલો કીધો તેથી મારી કમાણીનું સાધન નાબુદ થયું છે. પાના રમતાં હું જો ઠગાઇ કરતો હોવું તો તેમાં તારૂં શું નખોદ વળ્યું? હું જાણું છું કે આખી દુન્યામાં બે સ્ત્રીઓને તું સર્વથી વધારે ચાહે છે માટે ડડલી–ડડલી–સાવચેત રહેજે; તે બંન્ને સ્ત્રીઓનું હું નખોદ વાળીશ અને તેમ કરીને તારી ઉપર વેર લઇશ. એકને એવી તારાજ કરશ કે તે સંસારથી ઉખડી જશે અને અનીતીમાન બદફેલ ગણાશે. બીજીને હું મારા સપાટામાં એવી લેવશ કે જેની ઉપર તારા કરતાં મારો દાવો વધારે રહેશે. મારૂં વેર સંપુર્ણ થશે ત્યારે હું તુંને મળવા આવીશ–તેટલાં સાહેબજી.

લી૰ જેસ્પર ડેંટ."

"જેસ્પર ડેંટ! એ માણુસ કોણ?" મેં કાગળ વાંચી રહયા પછી સવાલ કર્યો.

"મારા આશકથી મને વીખુટી પાડનાર. મને ખોટી કબુલાત આપનાર, મારૂં નખોદ વાળનાર અને ડડલી ઉપર વેર લેવા કાજે મને આખી જીંદગીથી તારાજ કરનાર—એ જેસ્પર ડેંટ. મેં ધારેલું કે એજ માણસે ડડલીનું ખુન કરેલું હોવું જોઇયે. એ માણસ ઉપર આ ખુનનો આરોપ જો હું સાબેત કરી શકું, એને ખુનના અપરાધ માટે ફાંસીની સજા થતી સાંભળું તો હું સુખે મરી જાવું. એ બદકારને એના પાપને ફેજે પુગતાં જોવાથીજ મને સંતોષ ઉપજશે—બીજાં કશાંથી નહીં."

"ધીરજ ધરો બાઇ ધીરજ ધરો. એટલાં ઉસકેરાઇ ના જાવો." મે ધીરજ આપવાની કોશેશ કીધી.

તેણી આસપાસ જોતી હતી અને તેમ કરતાં મારી ટેબલ ઉપર મુકેલી મીસ બલેકની તસ્વીર ઉપર તેણીની નજર પડી. તેણી તે તસ્વીર જોતાં બોલી.

"એ કોણ? આએ તસ્વીર કોણની?"

"એ તો કોઇ છોકરીને મારા દોસને પેરીસમાં જોઇ હતી જ્યાં તેણે તેણીની તસ્વીર ઊતારી લીધી હતી."

"એક પુરૂષને હું એકવાર ઓળખતી હતી જેના ચહેરાને આએ બીનો ચહેરો ઘણો મળતો આવે છે. હું તમારી ખાતરી કરવા માંગું છું."

તેણીએ પોતાના ગરદન ઉપરથી એક સાંકલી કહાડી અને તેમાં લટકાવેલી લોકીટ ઉઘાડી. તે લોકીટમાં એક જવાન ખુબસુરત

પુરૂષની તસ્વીર હતી જે તેણીએ મીસ બલેકની તસ્વીરની જોડા જોડમાં મુકી.

ખરેખર તે લોકીટ માહેલી તસ્વીરનો ચહેરો અને મીસ બલેકની તસ્વીરનો ચહેરો એક બીજાને અતીશય મળતો આવતો હતો.

"એ કોણ ?" પેલા પુરૂષનું ચીત્ર બહુ બારીકીથી જોઇને મેં પુછ્યું.

મીસ મીડ મારી તરફ જોઇને સહેજ હસી.

"આએ છોકરીને પહેલાં શોધી કહાડો અને પછી હું તમોને કહીશ કે આ તસ્વીર કયા પુરૂષની છે."

"પણ બાઇ સાહેબ, સખત મહેનત કરનારો હું એક જરનેલીસ્ટ છું. પેરીસ જઇને ત્યાં મોહલે મોહલે ભટકીને આએ છોકરીને શોધી કહાડવા જેટલી ફુરસત હું ધરાવતો નથી. વળી પેરીસ જેવાં શહેર મધેથી આએ છોકરીને શોધી કહાડવી તે એક ઘાસની ગંજીમાંથી એક સોય શોધી કહાડવા જેટલું મુશકેલ છે.'

"ત્યારે આએ છોકરીને તમો શોધી નહીં શકશો ?"

"હું ઘણો દલગીર છું કે મારાથી તેમ બની શકવાનું નથી." મેં જવાબ દીધો; "જેસપર જે એ સ્ત્રીને માટે લખે છે તે એ સ્ત્રી કોણ ?"

"એક સ્ત્રી તે હું અને બીજી આએ."

"એક સ્ત્રીનું નખોદ વાલવાનો જેસપરે ઠરાવ કર્યો હતો અને તેમ તેણે તમારૂં નખોદ વાળ્યું, પણ આએ બીજી સ્ત્રીને પોતાના

કાબુમાં લેવાની તેણે ધમકી આપી હતી. તે ધમકી એણે પાર પાડેલી લાગતી નથી." મેં કહ્યું.

"તે હું જાણતી નથી. એ છોકરીની મુલાકાત થવા અગાઉ હું કેમ કહી શકું? જો તમો મને મદદ આપશો નહીં તો હું મરનાર ડડલીના સોલીસીટરો આગળ જઇશ. તે સોલીસીટરો પેરીસ મધ્યે ખોલ કરાવશે. પેરીસમાં તેઓ ડીટેકટીવોને કામે લગાડશે અને આય છોકરીને શોધી કહાડવાની દરેક કોશેશ કરશે."

"એ ગોઠવણુ વધારે સારી થઇ પડશે." મેં કહયું અને હું મનમાં ખુશી થયો કે એ છોકરી માટે લનડનમાં નહીં પણ પેરીસમાં શોધ ચલાવવાની ધારણા મીડ રાખતી હતી.

"આએ તસ્વીરવાળી છોકરીને મરનાર મી૦ ડડલી ઓળખતો હતો કે?" મેં પુછ્યું.

"આએ છોકરીને ડડલી ચાહતો હતો. મને મરનાર સર્વથી વધારે ચાહતો હતો અને તે પછી આએ છોકરીને ચાહતો હતો. એ છોકરીને શોધી કહાડવીજ જોઇશે. એ છોકરીજ માત્ર આપણુને કહી શકશે કે આએ બદજાત જેસ્પર પોતાની બીજી ધમકી અમલમાં મુકી શકયો હતો કે નહીં. જો જેસ્પરે પોતાની ધમકી મુજબ અમલ કર્યો હશે તો ખાતરીથી માનજો કે ખુન થયું તે રાતે ડડલી અને જેસ્પર વચ્ચે મુલાકાત થઇ હશે અને જેસ્પરે તે વેળા ડડલીનું ખુન કર્યું હશે."

હું બોલ્યો નહીં પણ ડક્લીનું ખુન જેસ્પરે કર્યું હશે એવી તેણીએ બાંધેલી અતકળથી હું ખુશી થયો કારણ કે મીસ બલેકને નીરદોષ ધારવાની મારી આશાને તેણીએ ટેકો આપ્યો હતો.

"હું સોલીસીટરો આગળ કાલે સવારે જવશ." તેણીએ કહયું અને તેમ કરતાં તેણીએ પોતાની લોકીટ પાછી લીધી. લોકીટ પાછી લેતાં તેણીએ પોતાનો હાથ ટેબલ પર મુક્યો અને તેથી મારાં કેટલાંક કાગળ ઉઠલાઇ ગયાં અને તે કાગળ્યાંની હેઠળ મુકેલી જેસ્પરની તસ્વીર—જે મને થોડાજ વખત ઉપર કલીફર્ડ આપી ગયો હતો તે ખુલી થઇ અને તેની ઉપર મીસ મીડની નજર પડી.

ધીકાર અને ખીજવાતભર્યા અવાઝ સાથે તેણી બોલી: "એ આએ શું? આએબી શું એક ફેન્સી પીકચ્યર છે કે? આએ તસ્વીર તમારા હાથમાં કેમ આવી? જે દહાડે ખુન થયું તે દહાડે તમો એતેફાકન તે ઘરમાં જઇ પુગ્યા હતા એમ તમો કહો છો? પણ ખરૂં કહો, ત્યાં તમો તે દહાડે ખાસ કાંઇ મતલબસર ગયા હતા કે?"

"એ તમો શું બોલોછ? મને શું મતલબ હોય? પણ આએ મરદ કોણ? તમારો ઓળખીતો છે?"

તે તસ્વીર ઉપર પોતાના હાથની મુકકી જોરમાં મારીને તેણી બોલી. "એ કોણ? તમો શું કહેવા માંગો છો કે એ કોણ છે તે તમો જાણતા નથી?"

"તમોને નુકશાન પુગાડનાર આએ માણસ?"

"નુકશાન પુગાડનાર ? અરે—અરે મને તારાજ કરનાર આએ માણુસ. જીવતી છતાં મુરદાંથી બદતર હાલતે પુગાડનાર આએ માણુસ. નીતીથી મને બરબાદ કરનાર આએ માણુસ. સંસાર મંડળથી મને રદ બાતલ કરનાર આએ માણુસ, તમારાં હાથમાં આએ તસ્વીર કેમ આવી?"

"ફક્ત સંજોગથી. એક મારો મીત્ર ચીતારો છે અને તે કોઇ કોઇ ચહેરા ચીતારી લે છે અને તેણે મને આએ તસ્વીર આપી." મેં જેવાબ દીધો, અને તે ખરોજ જવાબ હતો.

તેણીએ મારી તરફ ધીકારની નજરથી જોયું અને દેખઇતી રીતે તેણીએ મારી વત ખરી માની નહિં,

"તમો મને ઠગો છો, તમો મને શા માટે ઠગો છો તે હું સમજી શકતી નથી પણ એ હું સમજી શકું છું કે બધણુ તમો મને કહેતા નથી અને મને ઉડાવો છો. આવા સંજોગ કાંઇ હમેશાં બનતા નથી તમો મારી સાથે ખુલ્લાં દીલથી વાત કાંય નહીં કરતા? કાંય નહીં તમો મને કહી દેતા કે તમો મને મદદ કરવા માંગતા નથી? તમારી તરફથી મદદ મળવાની વકી રાખવામાં હું મુરખ હતી, ખયર હું જાવું છું. મારાથી હું બનતું કરીશ. એ યાદ રાખજો."

તેણી ઉભી થઇ પણ તેટલાં ઓરડાનું બારણું ઠેકયું. અને અવાજ આવ્યો કે "બારણું ઉંઘાડો."

કેવો ભયંકર સંજોગ? જે શખસ આવ્યો હતો, તેનો સાદ સાંભળતાંજ મીસ મીડ ચેંકી અને ઉભી થઇ. એક ઝનુની વાઘણ માફક ઉછળીને દરવાજા તરફ તેણી ધસી પણ હું વચે આડો પડયો અને મેં તેણીને અટકાવી.

બહુજ ધીમા અવાજે તેણી બોલી. "ઉઘાડો, બારણું ઉઘાડો–મને ઉઘાડવા દેવો."

"તમો શું કરવા માંગો છો ?"

"શું કરવા માંગુંછ ? એને મારી નાંખવા માંગુંછ. અહીં એને મારી નાંખવાની મારી ધારણા નથી પણ કાયદાની ચુંગાળમાં સપડાવીને એને મારી નાંખવાની મારી ધારણા છે. એ અહીં આવ્યો એજ પુરતી શાહદત છે કે એનેજ ડડલીનું ખુન કર્યું. બારણું ઉઘાડો."

બહારથી બારણું તો ઠોકાતુંજ રહયુ. પણ મેં જોયું કે જો હું ઉઘાડું તો મોટી ખટપટ ચાલુ થાય.

મેં કહયું. "હું બારણું ઉઘાડીશ નહીં. કોણ જાણે, કોણ હશે. તમો મારા ઓરડામાં એકલાં છો અને એ વાત જો બહાર જાય તો તમારી આબરૂને—"

"મારી આબરૂ ? મારી આબરૂ હજુ કયાં છે ! હું તો તારાજ થયલી, દુન્યાથી ઉખડી ગયલી, પાપમાં ગીરફતાર થયલી અને અનીતીમાં ડુબેલી સ્રી છું. પછી મને આબરૂની શુ દરકાર હોય ? પણ જે ધણીએ મને આએ હાલે પુગાડી છે તેને હું શું છટકવા દઉં !"

"પણ મને મારી આબરૂનો પણ વીચાર કરવાનો છે"

"તમો એક ખુનીને બચાવવા માંગો છો ! કાંય તેને બચાવોછ ? ઉઘાડો–બારણું ઉઘાડો,

"નહીં. એ બારણું ઠોકનાર માણસ પાછો જશે તે પછી જ હું બારણું ઉઘાડીશ.

"ઠીક છે; આપણે એક સાતું કર્યે. હું આએ પાસેના ઓરડામાં જઇને બેસું છું. હું ચુપ બેસીશ, એક હરફ઼ણી બોલીશ નહીં. હું કસમ ખાઇને કહુંછ કે તે માણુસ તમોને ગળીને પાછો જશે ત્યાં સુંધી એક હરફ઼ણી હું બોલીશ નહીં કે બહાર આવીશ નહીં."

"તમો કસમ ખાઇને કહો છો કે તમો આએ મારા સુવાના ઓરડામાંજ ચુપચુપ બેસી રહેશો."

"હા,"

"અને જો આજે કાંઇ શાહ્દત કે પુરાવો તમોને મળે તો મારી રજા લીધા વના તમો કાંઇણી પગલું ભરશો નહીં એવા સોગંદ તમે લેવા છો?"

"હા-હા."

"પોલીસને તમો કશી ખબર આપશો નહીં?"

"તમો પરવાનગી આપશો તોજ હું પોલીસને ખબર આપીશ. ત્યાં સુંધી નહીં આપીશ."

"ઠીક છે-ત્યારે જાવો પાસેના ઓરડામાં." મેં કહ્યું.

મારા સુવાના ઓરડામાં મીસ મીડ ગઇ અને ત્યાંની ગેસ તેણીએ બુજાવી નાંખી જેથી તે ઓરડામાં તદનજ અંધારૂં થયું. તે ઓરડાનું બારણું તેણીએ ફ઼કત સહેજ ઉઘાડું રાખ્યું કે જેથી મારા સીતીંગ રૂમમાં બનતા બનાવો તેણી જોઈ શકે અને થયલી વાતચીત તેણી સાંભળી શકે. તેણીનાં હાથના મોજાં ટેબલપર પડેલા હતાં તે મેં ઉંચકીને મારા સુવાના ઓરડામાં ફેંકી દીધા.

# પ્રકરણ ૧૨ મું.

## વીક્રાલ વાઘણ.

જીવ ઉપર આવીને મસ્તાન બની
સોહમના ચહેરાની સાંપન બની
ખુબસુર સુંદરી તે ડાકણ બની
વેર લેવા વીક્રાલ એક વાઘણ બની
તણાઇ તેનાં જીગરના તંતુની તાંત
કોના માટે ઝનુનમાં કચકચ્યા દાંત.

મારા ઓરડાનું બારણું તો ઠેકાતુંજ રહ્યું હતું. તે માણસ ઢીચકારો હતો એમ હું જાણતો હતો પણ આએ વખતે તે જોશ ભેર હીમતથી બારણું ઠોકતો હતો અને "બારણું ઉઘાડો એકદમ ઉઘાડો" એવો પોકાર કરતો હતો માટે હું કાંઇક ગભરાયો. મેં બારણું ઉઘાડયું.

મેં ધાર્યું હતું તેવોજ મામલો હતો યાને તે માણસ—જેસ્પરડેંટ—અરધ છાકટી હાલતમાં હતો. પણ કદાચ દારૂ વધારે પીવાયા પછી ખોરાક ઝાઝો તે મેળવી શકયો નહીં હશે અને તેથી દારૂની વધુ અસર થઇ હશે.

તે ઓરડામાં દાખલ થયો અને કાંઇ તોછડાઇથી મને દમ ભરાવતો હોય તેવી રીતે તે બોલ્યો;

"મને કાંય એટલો વાર ખોટી કીધો? તારા મનમાં તું સમજેછ શું! તારી કમબખતી આવી છે કે કેમ?"

"તું તારાં મોહડાંમાં પાધરી જબાન નહી રાખશે તો તારી કમબખતી આવશે." મેં ડોળા કકડાવીને કહયું. "પાધરી સલુખાઇથી વાત નહી કરશે તો જેમ આગલી વખત તુને ઉંચકીને મેં બહાર ફેંકી દીધો હતો તેમ ઉંચકીને બહાર ફેંકી દેવશ."

તેણે ધાર્યું હશે કે હું ડરી જવશ પણ તેથી ઉલટોજ બનાવ જોઇને તે કાંઇક ખસ્યાનો પડયો અને લથડતો પથડતો ચાલીને ખુરશી પર બેઠો.

"નહીં, તમો આજે મને બહાર ફેંકી દેશો નહીં." તેણે કહયું, "હવે તો આપણે એક બીજાના મીત્રો બનીશું-ઘણા હેતવંતા દોસ્ત બનીશું. ધાસ્તી ખાઇને તું મને કાંઇ આપશે એમ મેં ધારેલું પણ તેમ બન્યું નહી. તું બીહ જાય એવો લાગતો નથી. પણ ધાસ્તીના કરતાં મોહબત વધારે બળવાન હોય છે. મોહબતને ખાતર તું મને કાંઇ આપશે એવી મારી ખાતરી છે. મારી તરફની તાહરી મોહબતને ખાતર તું કાંઇ મને આપશે એમ હું કહેતો નથી-પણ એક ખુબસુરત છોકરીની મોહબતને ખાતર તારો હાથ છુટો થશે એમ હું માનું છું."

મીસ બલેકને માટે એ બોલતો હતો એમ મેં જોઇ લીધું હું વીચારમાં પડયો કે હમણા એ શું બાજી રમવાને આવ્યો હશે! એને કાંઇ નવી યુકતી રચલી હોવી જોઇએ.

"હું શું કહેવા માંગું છું તે તું સમજ્યો કે?" મને ચુપ રહેલો જોઇ તે પાછો બોલ્યો. "હું જોવું છું કે તું સમજી ગયો છે. તું ચતુર છે. માટે તું ચેતી ગયલો હોવો જોઇએ. તારે પોતાને માટે મેં દમ ભરાવ્યો ત્યારે તું બીહન્યો નહીં—પણ તેણીને માટે હું તુંને દમ ભરાવશ તો તું બીહધા વના રહેશે નહીં. તે રાતે તેં તેણીને જોઇ હતી. તે જોયું હતુ કે-શું જોયું તે બોલું કે ? તુંને સાંભરૂ યાદ તો હશેજ."

"એ બધી વાત કહેવાની શું જરૂર પડી?" મેં ધીરેથી અને ધીરજ દેખાડીને સવાલ કર્યો, તો જો કે મારી છાતી ધડકતી હતી અને મીસ બલેક ઉપર રખેને કાંઇ આફત વરસતી હોય અથવા આફત તેણીની ઉપર લાવી નાંખવાની આ ચંડાળની યુકતી હોય એવી મને ચીંતા ઉપજી.

"ને તેણીને છુપાવી પણ મેં તેણીને શોધી કહાડી." તેણે કહયું. "શોધી કહાડનાં મનેં ઝાઝો વખત લાગ્યો નહીં. મેં પહેલાં થીજ અટકળ બાંધી હતી કે તું જેટલું કહે છે અને કબુલ કરે છે તેના કરતાં તું વધારે જાણે છે. તેટલા માટે હું છુપેથી તારી પુઠે પુઠ ફર્યો હતો. તેં જાણ્યુંબી નહીં કે હું તારી પાછળ જાસુસ થઇને લાગ્યો હતો. તું કયાં જતો હતો તે મેં જોયું અને તેથીજ તેણીની છુપાઇ બેસવાની જગા મેં સોધી કહાડી. હવે તું મને કાંઇબી આપ શેજ- મને પૈસાની જરૂર છે. તે છોકરી કદાચ અરધા પાઉંડની રકમ ઉપર આખાં અઠવાડયાંનો ગુજારો કરી શકતી હશે પણ એક ૬ અરધા પાઉંડની રકમ ઉપર કદીબી ગુજારો કરી શકે નહીં.

તારે પૈસા તો મને આપવા જોઇશેજ. સાંભળે છે કે ?–પૈસા આપવા જોઇશેજ."

તે વધારે અને વધારે મોટે અવાજે બોલતો ગયો અને મને દમ ભરાવવાની વલાણુ તેણે અખત્યાર કીધી. તેણે જે એવો વાકય કહયો હતો એક છોકરી અરધા પાઉંડની રકમ પર ગુજારો કરી શકે પણ એક મરદ અરધા પાઉંડની રકમ પર ગુજારો નહીં કરી શકે એ વાકય સાંભળવાથી મારા જીગરમાં ઝટકો લાગ્યો, ત્યારે એ શુ બનવાજોગ હતું કે સખત મહેનત કરીને જે કાંઇ નાની અડવાડીક રકમ તે ગરીબ બીચારી છોકરી કમાતી હતી તેમાંથી અરધો હીસ્સો આ નાપેકાર મુજી ઉપાડી જતો હશે ? જે મારી પાસેથી એ નહીં મેળવી શકતો તે શું એને તે ગરીબ છોકરી પાસેથી મેળવ્યું ? આ વીચારથી મારૂં લોહી ઉકળી આવ્યું પણ બહારથી તો મેં શાંતીનોજ દેખાવ કર્યો જેમ કરતાં અલબતાં મને મુશકેલી પડી.

"અગાઉ મેં તુંને કશું નહીં આપેલું, અને હવે હું તુંને શા માટે આપું ? તેં એવો દેખાવ કરવાના ઢોંગ કર્યા હતા કે ગોયા તું એવું માનતો હતો કે મેં તે ખુન કર્યું હતું. એવો દેખાવ કરીને પૈસા મારી પાસેથી મેળવવાની તેં કોશિશ કીધી અને તું નીશફળ નીવડયો. હું જાણતો હતો અને હમણા પણ જાણું છે કે ખુન કરનાર તરીકે મારી ઉપર શક જવા જેવું છે એવું તું જાહેર કરવાની હીમત કરશે નહીં. હવે હમણા શું યુકતી લઇ આવ્યો છે ?"

"હા—ને ખુન મેં કરયું નથી એમ તું જાણે છે. હું જાણું છું કે તેણીએ તે ખુન કર્યું છે. તેણીએ ખુન કર્યું અને તે પછી તું તેણીને મલ્યો અને તેણીના હાથમાંથી છરી લેતાં તારા હાથ ઉપર લોહીનો દાઘ પડયો. તું જાણે છે કે તે છોકરી ખુન માટે ગુનાહગાર છે. અને જો તું મને પૈસા નહીં આપશે તો ખુદાના કસમ, તેણી ગુનાહગાર છે, એવા પુરાવા તુંને પોતાનેજ આપવા પડશે."

" ચુપ, મુજી. ખુદાનું નામ ના દે-તારા જેવા કંગાળની જબાન પર ખુદાનું પવીત્ર નામ છાજતું નથી."

"સાંભળ-રીસ્રસુરી છોડી દે," તેણે તુચ્છકારથી કહયું, "તું તેણીનો આશક છે. તે તારી માશુકની સામેજ તુને જુબાની આપવાની હું ફરજ પાડશ. તારી જુબાનીનું પરીણામ શું આવશે ? જે ગરદનની આસપાસ તું પ્રીતપ્રેમથી તારા હાથ નાંખવાની આશા રાખે છે તેજ ગરદનની આસપાસ આએ તારી જુબાનીને પરીણામે ફાંસીનું દોરડું પડશે. તું ના પાડી શકવાનો નથી કે તેં તેણીને છુપાવી છે, બચાવી છે, અને તું તેણીને પૈસા આપે છે. તું ના પાડી શકવાનો નથી કે તું તેણીનો લવર છે અને તે તારી સ્વીટ-હાર્ટ છે. મને પૈસા આપ, અગર નહી તો તેણીને ફાંસીને લાકડે લટકતી જો."

ખરેખર હું બીહીધો—આ વાર ખરેખર આએ કાફરે મને ભડકાવ્યો, પણ મેં તો મનમાં ઠરાવ કરીજ રાખ્યો હતો કે મને ગભરાત ઉપજયો છે એવું તેને દેખાડવુજ નહીં અને મને ધાસ્તી ઉતપન થઇ છે એવું તેને સમજવા દેવુંજ નહીં.

"ઓ કાફ્ર મુજી," મેં ગુસ્સાનો દેખાવ કરીને કહયું, "તું પોતે જાણેછ કે તેં ખુન કર્યું હતું, મરનારની છાતીમાં તેં છરી ચલાવી દીધી હતી; છોકરીએ જખમમાંથી છરી ખેંચી લીધી અને નાસી ગઇ. પાપી પલીદ ચેતીને ચાલજે; જે ફાંસીનું દોરડું એક નીર્દોષ ગળાં ઉપર પડવાની તું વાત કરે છે તેજ દોરડું તારી ગરદનપર નહીં પડે તેની સંભાળ રાખજે."

પડયો ફટકો! આ સાંભળી તે ખુની આખાં તનબદનમાં ધ્રુજવા લાગયો.

તેને વધું ભડકાવવા હું વધુ બોલ્યો. "તે છોકરીનો તું લવર હતો. ફ્રાંસમાં તેણીની સાથે તુંને ઓળખાણ પડી હતી. નોટરડમ ડ પારી વાળાં દેવલમાં તું તેણીને મલતો હતો અને તેણીની સાથે મોહબ્બતની વાતચીત કરતો હતો. મરનાર સાથે લગન કરવાને તે છોકરી અહીં લનડનમાં આવી અને તું તેણીને પુઠે આવ્યો, મરનાર સાથે તે છોકરીએ લગન કીધાં અને તેં તેમના ઓરડામાં છુપાઇ રહી તે છોકરીના ખાવંદનું ખુન કર્યું. આએ બધી વાત હું જાણું છું-સંભાળ રાખજે."

મારી સઘળી વાત તેણે ફાટેલા ડોલા સાથે સાંભલી પણ જ્યારે મારા હેવાલના છેવટના ભાગ ઉપર હું આવ્યો ત્યારે તે બે અખત્યાર હસી પડયો.

"દોસ્ત તું ઘણો ચંચળ છે," તે હસતોજ બોલ્યો; "મેં ધાર્યું હતું તેના કરતાં તું વધારે ચચલ ચમરાક નીવડયો. તે એમ શોધી

કહાડ્યું કે તે છોકરીનો હું લવર હતો અને તે છોકરીનો ડડલી ખાવંદ હતો અને ડડલીનું ખુન મેં કર્યું હતું યાને તે છોકરીના ખાવંદને મેં મારી નાંખ્યો હતો. શાબાશ, રફીક, ઠીક શોધ કીધી. તે છોકરી જે દહાડે પરણી તેજ દહાડે મેં તેણીને વીધવા બનાવી અને તેમ કરીને તે છોકરી સાથે પરણવા માટેનો તારા માર્ગ મેં ખુલ્લો કરી આપ્યો. એ મેં તારી ઉપર ઉપકાર કીધો. ચાલ, હવે બોલી દે, એ મારી સેવાના બદલામાં તું મને કેટલી રકમ આપશે?"

હું કાંઇ બોલું અને જવાબ દઉં તે અગાઉ તો તેણે પાછું મને કહ્યું "હું એનો લવર હતો પણ જા, હું મારો સાળો દ.વો તેણી-ની ઉપરથી ઉઠાવી લઉં છું અને તેણીની સાથે પરણી જવાની હું તુંને પુરેપુરી પરવાનગી આપું છું. તેણીને તું મળે ત્યારે કહેજે કે મેં સઘળો દાવો ઉઠાવી લીધો છે પણ તેના બદલામાં મને કાંઇ જોઇશે તો ખરૂં."

"શું જોઇશે?" મેં પુછ્યું.

તે પોતાની બઠક ઉપર અકરવકર કરવા લાગો અો જે ઓરડામાં મીસ મીડ છુપાઇ રહેલી હતી તે ઓરડા બણી તેણે કાંઇક ઘભરાત સાથે જોયું. તે ઓરડામા અંધારૂં હતું અને બારણું ન્હેજ ઉઘાડું હતું અને તે બારણાના ઉઘાડા ભાગ આગળ બે જનુની ચમકતી આંખ મેં જોઇ.

ડેંટનું ધ્યાન પાછું મારી તરફ ખેંચવા મેં પુછ્યું

"તુને શું જોઇએ છે?"

"પચાસ પાઉંડ રોકડા અને દર અઠવાડગે એક પાઉંડનું લવાજમ. મને વધારે જોઇતું નથી. હું વધારે નાણું રાખી શકું જ નહી. જેટલું નાણું મારી પાસે આવે છે તેટલું પલકમાં ઉડી જાય છે."

"હરામના પૈસા કોઇ દહાડે બી કારગત લાગે નહીં. મેં કહ્યું બાર શીલીંગ દર અઠવાડગે હું તુને પુગાડયા કરશ. એક મહીના સુધી એમ રકમ તુંને પુગાડશ અને તે અરસામા તારી ચાલ ચલણુ ઉપર હું દેખરેખ રાખશ. જ્યાંથી તું અરધા પાઉંડની રકમ હમણા જબરદસ્તીથી મેળવે છે ત્યાં તું જશે નહીં અને પૈસા ત્યાંથી મેળવશે નહીં એવી મારી ખાતરી થશે તો હું આગે લવાજમ આપવાનું ચાલુજ રાખીશ. પણ જો આગે મારી શરત મુજબ તું નહીં ચાલશે તો લવાજમ બંધ કરીશ."

"એક અઠવાડયાંની ફકત બાર શીલીંગ? એટલી નજીવી રકમ હું કદીબી લેવશ નહીં,"

"જેવી તારી મરજી. એથી વધારે કાંઇબી મળવાનું નથી. જો તું તારૂં આખું નામ અને સરનામું લખી આપશે તો તારે મથકે લવજમ મોકલ્યા કરશ."

તેણે મારી તરફ જોયું અને હું છેવટના ઠરાવ ઉપર આવ્યો હતો તેવું તેણે પણું કરીને ધારી લીધું. તે પાછો કાંઇક ઘભરાટ સાથે મારા સુવાના ઓરડા તરફ જોવા લાગ્યો. પછી તે બોલ્યો.

"એટલી નજીવી રકમ ઉપર હું કેમ જીવી શકું?"

"તેની સાથે મને કશું કામ નથી. તુંને જીવાડવાને કે તારો સઘળો ગુજારો ચલાવવાને હું બંધાયલો નથી. પણ જે તે નક્કી કરી દે—તારી સંગતમાં જોઇયે તે કરતાં વધુ વખત મેં કહાડેલો છે."

તેણે પોતાની ખુરસી ટેબલ આગળ ખેંચી અને બેડરૂમ તરફ પોતાનું ડોકું ફેરવી તે તરફ જોઇને તેણે મને પુછયું; "આ ઓરડામાં કોઇ છે કે?"

"એ સવાલ તારાં મનનેજ તું પુછી જોની. કોઇ બીજો માણસ મારા ઘરમાં હોતે તો તુંને ઓરડામાં હું દાખલ કરતે બી કે? તું મારો એવો ઓળખીતો છે કે જેની ઓળખાણ ધરાવવા માટે મને મગરૂરી તો ઉપજી શકેજ નહીં."

તેણે કાગળ લઇ પોતાનું નામ ઠામ તે પર લખ્યું. તે હરફ મેં પારખ્યા. મીસ ગીડે જે કાગળ મને વાંચવા આપ્યો હતો તે ઉપરના હરફ સાથે આ હરફ તદનજ મળતા આવતા હતા.

"આએ મારાં નામ ઠામની નીશાની મેળવીને તેનો કશોબી લાભ લેવાની તું હીમત કરશે નહીં અને પોલીસને મારી પુઠે લગાડશે નહીં એવી હું આશા રાખુછ. મારી સામે તને જે શક ઉપજ્યો છે તેથી હું બીહું છું એમ તારે ધારવું નહીં કારણ કે જે અતકલ તેં બાંધી છે તે તદનજ ભુલ ભરેલી અને ખોટી છે. પણ મારી પાછળ તું પોલીસને લગાડશે તો જે છોકરીને તું ચાહે છે તે છોકરીની પુઠ પણ પોલીસને લાગવું જોઇશે અને તે તુંને કદીબી મળશે નહીં. જે બાર શીલીંગ દર અઠવાડયે તું મને આપનાર છે તેનો પહેલો

હપનો હમણા તું મને આપશે કે? મેં કાંઇ ખાધું નથી; હું ભુખો છું. આજે તો ફક્ત થોડોક બ્રાંડી પીવા સીવાય બીજું મેં કાંઇબી ખાધું પીધું નથી."

ઘડીભર મેં આનાકાની કીધી પણ પછી મેં તેને ૧૨ શીલીંગ આપી અને કપબોર્ડ મધેથી એક કેક કહાડીને તેબી મેં તેને આપ્યું. તે ભુખો હતો માટે તે ગમે તેવો નીચ બદમાશ હતો છતાં તેને ખવાડવાની મારી ફરજ હતી.

"કાંઇ પીવાનું આપોની." તેણે માંગણી કરી.

"નહીં. મારે ત્યાં પીવાનું કાંઇ નથી અને વળી તું એટલો સાવધ નથી કે વધું પીવાનું પોસાઇ શકાય."

તેણે ફરીને બેડરૂમ તરફ જોયું અને તે ચોંકયો. તે બોલ્યો: "આએ ઓરડામાં કોઇ છે કે?"

"પાછો એ ધખારો તુને કેમ આવ્યો?"

"કોઇની ઝનુની આંખ અંધારાં વચ્ચે ચમકની હોય તેવું મને લાગ્યું." તે ફીકકો પડીને બોલ્યો: "જાણે ફાડી ખાનારા જાનવરની, વાઘ કે સીંહની આંખ હોય તેવું મને દેખાયું. કદાચ ધખારો હશે."

"ચાલ, હવે જા." મેં કહયું અને તે ગયો.

તેના જવા પછી મીસ મીડ બહાર આવી. મેં દુવા ગુજારી કે આએ સ્રીનો જે રીતનો ચહેરો તે વખતે મેં જોયો તેવો ફરીને જોવા નહીં પામું. તેણીની આંખો હીરાની કણી

માફક ચળકતી હતી અને આખો ચેહેરો લાલ સીંદુર જેવો થઇ ગયો હતો. પણ તેણીએ પોતાની લાગણી ઉપર અજબ પ્રકારે કાબુ રાખ્યો અને થોડી પળમાં તેણી શાંત થઇ અને બેઠી.

"મારી કબુલાત મુજબ મેં અમલ કર્યો છે." તેણી બોલી: "મારી આંખ જોઇ એ ભડકયો."

"હા. ખરેખર ભડકયો."

"હું એને મારી નાંખને. એને મારી નાંખવાનું સાધન મારી પાસે નથી એમ તમોરે નહીં ધારવું." તેણીએ પોતાના ગજવાંમાંથી એક નાનકડી રમકડાં જેવી રીવોલવર કહાડી અને તે સાથે વળી એક નાની બાટલી પણ કહાડી. તેણીએ કહયું. "આએ રીવોલવર જોઇ! એક સપાટામાં હું એને ઠાર મારી નાંખને; પણ એની ઉપર ખુનનો અપરાધ સાબેત થાય તે અગાઉ એને મારી નાંખવામાં પાપ છે."

"અને આએ બાટલીમાં શું છે?" તે નાની શીશી દેખાડીને મેં પુછયું.

"કલોરાફોર્મ."

"કાંય? એ કાંય સાથે રાખોછ?"

"મારી જીંદગી કંગાળ છે. નીનીથી હું પડી છું એ વીચારથી મને રાતના ઉંઘ આવતી નથી. તે વખને હું જરારની આએ શીશી મારાં નાંખ આગળ પકડું છું અને કેફથી હું બેહોશ થાવું છું.

અને તે થોડા વખતની બેહોશી મારાં મનને એક મોટી રાહત થઇ પડે છે."

"એની સામે ગુનાહ સાબેત કરવાનું મુશ્કેલ છે,"

"ખરેખર મુશકેલ છે, એની સામે અપરાધ સાબીત કરવાનુ કદાચ બનશેજ નહીં એવી મને ધાસ્તી‌મી ઉપજે છે. મારાં તન બદન અને આત્માનું એને ખુન કર્યું છે. જે માણસે મને એ. વાર ચાહી હતી તેનુ પણ એને ખુન કર્યું છે. હું તેનું વેર લેવશ એને છોડશ નહીં,"

"ચુપ! અરે ચુપ! એવો ગુસ્સો ખુદાને ખાતર ના બતાવો શાંત થાવો,"

"મને કહો, આએ છોકરી કોણ?" મીસ બલેકની તસ્વીર ને ખાડીને તેણી બોલી: "જો તમો મને એ છોકરીની સઘળી વાત ખરી કહી દેવો તો કદાચ ઘણો વધારે ખુલાશો થશે. એ કોણ છે તેની હું અતકલ બાંધી શકું છું પણ મારી ખાતરી કરવા માંગું છું.

"હું જાણતો નથી. એ એક ફેન્સી પીકચર છે એમ હું તમોને કહી ચુકયો, વધારે હું કશું કહી શકતો નથી."

"ખુનવાળી રાતે શું બન્યું! મને સઘળો હેવાલ કહે. મારે તે સઘળું જાણવું છે."

"નહીં. હું કશું બી તમોને કહેવાનો નથી."

"તમો કહી ચુકયા છો કે તરતની પરણેલી છોકરી હતી જેણે એ લગનનો પોશાક પહેરેલો હતો. જેસ્પર આગળ તમોને મેં એ

બોલતાં સાંભળયા હતા કે જે માણસનું ખુન થયું તે માણસ સાથે તે છોકરી તરતની પરણી હતી એવું તમો ધારો છો. તમારી ખાતરી છે કે મરનારની તે પરણેલી સ્ત્રી હતી!"

"હા. મને એમ ખાતરીથી માનવાને કારણ છે."

"તમો એમ કમમ ખાઇને કહેશો કે જે છોકરી મરનાર સાથે તરતની પરણી હતી તેજ છોકરીની આ તસ્વીર નથી?" તેણીએ હવે ભાર મુકીને પુછયું.

"નહી."

"મને સમજ પડતી નથી. આએ મોટો ભેદભરમ છે. જે સ્પરે જો ડડલીનું ખુન કર્યું હોય તો જે ધમકી તેણે આપી હતી તે સઘળી અમલમાં મુકવા વના તેણે ખુન કાંય કર્યું હશે?" તેણી બહુજ વમાસણમાં પડી ને બોલી, "જે છોકરી તમો ચહો છો તે છોકરીને જોવાની તક મને તમો આપશો?"

"તે છોકરીને જોવાથી તમોને લાભ શું થશે?"

"તે કેમ કહી શકાય?"

"કદાચ તેણીને જોયાથી તમો નાસીપાસ થશો કારણ કે જેણીને જોવાની તમોએ આશા રાખી હશે તેણી તે નહી હશે." મેં તેણીને ઉડાવનારો જવાબ દીધો.

"તે તો હું જોવું તો માલુમ પડે. એમાં નાસીપાસ થવા જેવું કશું છેજ નહીં. તમો મને પાધરો સીધો જવાબ આપતા નથી. ભલતોજ જવાબ આપી મને ઉડાવવા માંગો છો તે હું સમજું છું.

દરેક સ્ત્રી અપટ અને અણુસમજુ હોતી નથી, મરદોની તાલનલાવત અને ખોટી બપકીનો ભેદ કેટલીક સ્ત્રીઓ સમજી શકે છે, મને જવાબ દેવો તમારી માશુકને જોવાની તમો મને તક આપશો કે ?"

"હું તમોને ખુલ્લો જવાબ દઉં છું કે તેવી તક હું તમોને આપીશ નહીં; અને તેવી તક તમોને મળતી હશે તો હું તેની સામે અટકાવ નાંખવાની કોશેશ કરીશ."

"ઠીક છે. ત્યારે તમારી તે સ્વીટ હાર્ટને મારી મેળેજ શોધી કહાડવાની હું કોશેશ કરીશ." તેણી બોલી અને ઉઠી.

આ વેળા તેણીની નજર ટેબલ પર પડી. જે શખસે પોતાનું જે નામ અને સરનામું લખી આપ્યું હતું તે તેણીએ જોયું. મને લાગ્યું કે તેણીએ તે સરનામું મોહડે કરી લીધું.

ત્યારબાદ તેણી રવાના થઇ અને હું એકલો પડયો.



# પ્રકરણ ૧૩ મું.

## મારી પ્યારની પુટલી.

આંખે રાખી પરદાને બુરી મેં જોઇ,
ખુલ્લી થઇ આંખો ને હુરી મેં જોઇ,
જીગરમાં સમાવલી નુરી મેં જોઇ,
પ્યારના જુસ્સામાં પુરી મેં જોઇ,
બાત્રી થઇ મોહબ્બતની મુર્તી હતી,
મારે કાજે પ્યારની તે પુટલી હતી.

મને હવે લાગ્યું કે મીસ બલેકને તેણીના હાલના મકાન મધેથી ખસેડવી જોઇએ કારણ કે આએ જેસ્પર ડેંટ એક ધારતી ભરેલો માણુસ હતો અને તે તેણીનું મકક જાણુતો હોવાથી ત્યાં જઇને હેરાન કરવાનું ચાલુજ રાખશે એવું મેં ધાર્યું. પણ હું જો તેણીને હાલના મકાનમાંથી ખસેડું તો ક્યાં લઇ જાવું? તેણીને સલામત રાખવા કાજે પરદેશ મોકલવી જોઇએ. પણ તેણી પરદેશ જવાને કબુલ કરશે કે? તેણીને પરદેશ મોકલવાને, મારાથી અતીશય દૂર મોકલવાને મને પોતાને ગમશે કે? હું તેણીની સાથે લગન કરું તો તેણીનું રક્ષણ થાય ખરું કે? કેવો મધુર વીચાર? આહા--જો હું

એ મારી સાથે પરણે તો હું શહેરની બહાર પરાંમાં કે રૂમઝ ભાડે લેવું અને ત્યાં તેણીને સલામત છુપેથી રાખું અને શહેરના ઓરડા તો ચાલુજ રાખું કે જેથી સઉ કોઇ એમજ જાણે કે હું શહેરમાંજ રહું છું અને પરાંમાં મારા રૂમઝ છે એવું કોઈ જાણી શકે નહીં. પણ એક ભેદી વસ્તુ તેણીની આસપાસ વીટલાયલું છે. તેણીની આગલી તવારીખથી હું તદનજ અજાણ છું, તેણીનું નસીબ ધસ્તીથી ભરપુર છે, કદાચ નસીબમાં તેણીને નામોસીબી લાગે એવો સંભવ છે અને તેવી છોકરી સાથે હું લગન કરવાની હીમત કરી શકું કે? જે છોકરીને ખુની તરીકે મે ધારી છે તેણીની સાથે, નીર્દોષ હોવાની પુરે પુરી સાબેતી મળવા અગાઉ હું પરણી શકું કે? ખરેખર હું પણ એક રીતે જોતાં આ ખુનવાળા બનાવમાં સંડોવાયલો છું અને મેં ખરી બાતમીથી સતાવાળાઓને અજાણ રાખવા જેવો ગુનાહ કર્યો છે. એ બધું હેવા છતાં હું એની સાથે પરણી શકું કે! મેં મારાં જીગરને સવાલ પુછયો, "આવી એક છોકરી જે ખુની હોવાનો ઘણો શક પેદા થાય છે અને જેની આગળી તવારીખ ભેદ ભરી છે અને જેણીનું નસીબ તદનજ ડામાડોલ છે તેની સાથે પરણવામાં હું વાજબી ગણાઇશ કે!"

મારાં જીગરે પ્યારની લાગણીના જોશભેર ઉભરા સાથ જવાબ દીધો. "હા; ગમે તે હોય, ગમે તેવી ગુનાહગાર હોય, ગમે તેવો સાબુત શકની ઉપજનો હોય તોબી તારે કાજ એ મહોબતની મુર્તી છે, પ્યારની પુતલી છે અને તેણીની સાથે પરણવામાં તું વાજબી છે."

પણ હું મારૂં પુરૂં કેમ કરીશ ? મારી કમાણી કાંઇ એટલી મોટી અને મંજાવર નથી કે બે ઠેકાણે બે મકાન ભાડે રાખવાનું ચાલુ રાખું અને વળી એક ધણીઆણી સાથનો ખરચ પણ ચાલુ રાખું. એક બીજો ખ્યાલ આવ્યો. મેં મારા મીત્રો વચ્ચે એવા ઘણાઓને જોયા છે કે જેઓ જયારે કુવારા હતા ત્યારે શહેરમાં રૂમ લઇને પડેલા હતા અને જયારે જોઇએ ત્યારે કરકા બાલુસ અને ફાકાફુકી ચાલતી હોય તેવા દેખાતા હતા. તેઓ પરણ્યા, ધણીઆણી સાથે ગોઠવાઇને ઘર માંડીને રહ્યા અને ત્યારથી તેઓ પૈસાની ઝાઝી હાણ તાણમાં પડેલા નહીં હોય તેવા જણાય. કાંય નહીં તેવોજ મારોઆ મામલો બને !

બીજી સવારે મેં મીસ બલેકના ઘર તરફ ચાલુ મુક્યું. હું મનમાં કાંઇક ખસ્યાનો પડીને હઠ્યો. મને યાદ આવ્યું તેથી હું મારાં મનમાં લજવાયો. મીસ બલેક સાથની છેલ્લી સલામ કરીને હું બહાર નીકળ્યો અને મેં મારા મનને ઠગવાની કોશેશ કરી હતી કે તે છેલ્લીજ મુલાકાત હતી. તે ઠગાઇ ઝાઝો વાર ચાલુ રહી નહીં-હું દોરવાયલો તેણીના મકાન તરફ ચાલતો હતો.

મીસ બલેકના મકાન તરફ ચાલતાં મેં મનમાં પકો ઠરાવ કર્યો કે લગનની માંગણી તેણીની આગળ કરવી. પ્યારની લાગણી કેવી જોરદાર હોય છે તેનો મને ખ્યાલ આવ્યો. મીસ બલેકને ઘરે જઇ તેણીના હાથની માંગણી કરવી એવા વીચારમાં સવારના પલંગ પરથી બહાર નીકળતાંજ હમણા સુધીમાં હું એવો ચકચુર બન્યો હતો કે મેં સવારનો નાશતો લીધો હતો નહીં એવી મને છેક

હમણા યાદ આવી. કદાચ ભુખ લાગવા માંડી હતી તેથી યાદ આવી હશે. મેં એક દુકાનેથી થોડીક બીસ્કીટ વેચાતી લઇ મારાં બન્ને ગજવાં તેથી ભરી લીધાં અને તે બીસ્કીટ ખાતાં મેં ચાલવા માંડયું પણ કેટલીકવારે મને હસવું આવી ગયું કારણ કે મીસ બલેક સાથે કેમ વાતચીત થશે તેના વીચારમાં બીસકીટ ખાવાનું પણ હું અવાર નવાર ભુલી જતો હતો.

મીસ બલેકના ઘર આગળ જઇ પુગતાં મેં બારણું ઠોકયું. ઘરવાલીએ બારણું ઉઘાડયું અને મને જોતાં ખુશાલીથી હસીને તેણી બોલી. "તમો આવ્યા તેથી હું ઘણી ખુશી થઇ સાહેબ. મેં તો ધાર્યું કે તમો પાછા કદી અવશોજ નહીં, તમો ઘણુંજ વખતપર આવી પુગ્યા છો સાહેબ."

"કાંય ?" મેં આતુરતાથી સવાલ કર્યો, "મીસ બલેકની તબી અત ઠીક તો છેની ? તબીઅત બગડી તો નથીની ?"

મારી લગોલગ આવીને તે ઘરડી ઘરવાલીએ મારા કાનમાં કહયું. "ભુખમરો સેહેવેછ; એ ભુખી રહે છે."

"કાંય ? કાંય ? ભુખમરો કાંય સેહેવે છે ? ભુખી કાંય રહેછ ? એ શું બનવાજોગ છે ? મને તો નથી લાગતું."

"જે ઓરડો તેણી વાપરે છે તેનું બાડું તેણી ચુકવી આપે છે પણ ખોરાક તો સાહેબ નજીવો લે છે. કશું વેચાતું મંગાવીને એ ખાતી નથી કે નથી મને કાંઇ પોતાને માટે રાંધવા સીંધવા કહેતી. દર અઠવાડયે પેલો બીજો મરદ અવી મુલાકાત લેવા આવે

છ અને હું ધારૂં છ કે એ બીચારી પાસે જે બી કાંઇ પેસા હોયછ તે તે લઇ જાયછ. જ્યારે બી તે આવેછ ત્યારે કજ્યા કરેછ પણ ઘણા ધીમા અવાજે બોલેછ. જો તમો આએ છોકરીના મીત્ર હોવો તો કાંઇબી ઉપાય કરો; નહીં તો કોઈ દહાડે તમો આવશો ત્યારે તેને સદાની ગયલી તમો જાણશો."

"સદાની ગયલી? કયાં?"

"બેહેસ્તમાં."

"તમો શું એમ કહેવા માંગો છો કે એ લગભગ કશો ખોરાક લેતી નથી અને જાણી જોઇને ભુખમરો સેહેવે છે?"

"નહીં-નહીં. જાણી જોઇને ભુખમરો સેહેવતી નથી. પૈસા હોય છે ત્યારે તો ખોરાકીની ખરીદી કરે છે; પણ આએ બદમાશ મુંજી મુલાકાતે આવી જાય છે તે પછી તેણી કાંઇબી ખરીદી કરવા મને કહેતી નથી કારણકે એની પાસે પૈસા બાકી રહેતા નથી."

"મારી મુલાકાત મીસ બલેક લેશે કે?"

"અલબતનાં લેશે. હું ધારૂં છ કે લેશે, કદાચ તેણી તમોને એમજ કહેશે કે તેણી બીમાર નથી. ભુખી નથી, પણ એ કાંઇબી કહે તો માનતા ના; પોતાની આબરૂ નીભાવવા અને ચુપકીદી સાથે સંકટ ખમવાને એ ઘણુંબી બોલશે."

ઘરવાલી ગઇ અને મીસ બલેકની આવી પુગવાની રાહ ઇંતેજારીથી જોતો હું બેઠો. થોડીક પળમાં તેણી આવી પુગી અને આવતાંના વારમાં જરા મલકાઇને બોલી.

"તમો આવ્યા કે? તમોએ તમારો ઠરાવ ફેરવ્યો કે? ફરીને કદીબી મને મળવાને તમો નહીં આવશો એવું કહીને તમો ગયલા પણ પાછા તમો આવ્યા છો. તમારી હું ઘણી આભારી છું; તમો મારી તરફ ખરેખર ઘણા દયાળુ છો."

હું તેણીની આગળ ગયો અને તેણીનો હાથ મારા હાથમાં મેં લીધો અને સોફા ઉપર મેં તેણીને બેસાડી તથા તેણીની જોડમાં હું બેઠો.

"હા, હું આવ્યો છું," મેં કહયું. "મેં મારો ઠરાવ પડતો મુક્યો છે. ફરીને તમોને મળવા નહીં આવવું એમ કહેવાનું અને એવો ઠરાવ કરવાનું ઘણું સહેલું હતું પણ તે મુજબ અમલ કરવાનું ઘણું મુશકેલ હતું–નહી બની શકે તેવું હતું. તમોને શું લાગ્યુ? તમોએ એમ ધારેલું કે હું કદી નહીં આવશ?"

તેણી કાંઇ બોલી નહીં–ચુપ રહી.

"તમોને શું છે? બીમાર છો?"

"નહીં. બીમાર તો હું નથી. જરા હતી—"

"ભુખાં હશો. નાશતો કીધો નહીં હશે. મેંબી આજે સવારે નાશતો કીધો નથી. થોડીક બીસ્કીટ રસ્તાથી આવતાં મેં ખરીદી. આવો આપણે સાથે એ સાદો સુતરો નાશતો લઇએ" મેં કહયું અને મારા બંને ગજવાં ખાલી કરીને બીસ્કીટનો ઢગલો ટેબલ પર મુક્યો. હું ઘણો ખુશી થયો કે મેં રસ્તે આવતાં બીસ્કીટ ખરીદી હતી. વધારે એ માટે ખુશી થયો કે તે ખાઇ જવાનું મને રસ્તે આવતાં ભાણ રહયું હતું નહીં.

"ઠીક્યું." તે ત્રીએ કહ્યું અને તેણીએ બીસ્કીટ ખાવા માંડી. મેં બી ફક્ત દેખાવ કરવા નામને ખાતર એકુ બે ઠુંચકી, પણ મેં જોયું કે એ છોકરી સવારની તો શું પણ રાતની ભુખી હશે. થોડા વખતમાં સઘળી બીસ્કીટ પુરી થઇ ગઇ અને તેણીએ સંતોષ અને આરામનો દમ ખેંચ્યો.

અરે અરે મારી પ્યારની પુતલી ભુખી! મારી મોહબ્બતની મુર્તી ભુખમરો સેહેવે! એ હું કેમ ખમું?

મેં તેણીના બંને હાથ મારા હાથમાં લીધા અને ધીરા સાદે પણ લાગણી ભરેલે કહ્યું. "મારી વાત સાંભળી લેવો, શું બને છે તે કાંઇક થોડું ઘણું હું જાણી શક્યો છું. પેલો મરદ, કે જે કોઇ રવેસે તમો ઉપર કાંઇક કાબુ ધરાવતો હોય એવું લાગે છે તે તમારી પાસેથી નાણું કહડાવી જાય છે. તમો સખત મહેનત કરીને જે નાની નજીવી રકમની કમાણી કરો છો તેનો અરધો ભાગ તે કંગાળ પ્રાણી ઉપાડી જાય છે અને તેમ થતું હોવાથી તમો ખોરાકી ખરીદી શકતાં નથી અને ભુખે તમોને રહેવું પડે છે. એમ થવું ન જોઇએ. એવો મામલો ત્રાશદાયક છે-ત્રાશદાયક છે. પણ હવે એ તમારા માર્ગમાં ફરીને આવશે નહી અને તમારી પાસેથી ફરીને પૈસા એ માંગશેબી નહી. જો ફરીને એ આવે અને પૈસા માંગે તો ના આપતાં, સાફ ના પાડજો, તુચ્છકારી કહાડજો. બોલો, એમ કરશો કે? એને પૈસા આપવાની ના પાડશો કે?"

"નહી, નહી, તેમ કરવાની હીમત હું કરી શકું નહી, જો એ મારી પાસેથી પૈસા માગશે અને જો મારી પાસે કાંઇબી પૈસા હોશે

તો તેને તે આપવાની મને ફરજ પડશે." તેણી બેહદ ગમખાર થઈને બોલી.

"પણ એમ કાંય ? શું તમારી ઉપર એનો એટલો બધો કાબુ છે?"

"હા."

"તમો એનાથી બીહવોછ ?"

"હા."

ખુનવાળી રાતના બનાવો મને પાછા યાદ આવ્યા.

શું ત્યારે ખરેખર આએ છોકરીએજ ખુન કર્યું હશે અને તે ખુનના બનાવનો આએ પાપી પલીદ શાક્ષી હશે અને તે કારણે આએ છોકરી તેનાથી બ્હીતી હશે!

"પણ એનાથી બીહવાનું તમોને કારણ શું મળ્યું? મને તમો નહી કહેશો? મારી આગળ શું ખુલાસો નહી કરો!"

"તમારી આગળ હું ખુલાસો કરી શકતી નથી; માફ કરો; મારી ઝબાન બંધ છે; મારાથી એ બોલાતું નથી."

"કદાચ તમારાથી બીહવાનું એને વધારે કારણ હશે." મેં તેણીને હીમત આવે એવી મતલબે કહયું. "હું હવે એવું માનવા લાગ્યો છું કે તે ખુન તમોએ કર્યું હતું નહીં. હું એમ પણ માનું છું કે ખુન થયું તે બનાવ ફકત તમોએ જોયો હતો અને તે બાબે તમો ચુપ રહયાં હતાં અને ચુપ રહયાં છો. જો તેમજ બન્યું હોય

તો પછી આજે હરેમનથી તમોને બીહવાનું શું કારણ હોય? કહો કે મેં જે અટકલ બાંધી છે તે ખરી છે. એમ બોલો કે તે રાતના ખુનમાં તમારો હાથ હતોજ નહીં."

"હું તમોને કહી ચુકી છું અને ફરીને કહું છું કે તે રાતે જે કાંઇ બન્યું તેને માટે ખરેખર મને ઠપકો ઘટે છે. મને ધીકકારો અને મને છોડી જાઓ. મેં તમારૂં કામ લગભગ પુરૂં કર્યું છે; તે હવે સઘળું પુરૂં કરી નાંખશ. તે પુરૂં કરી તમોને પુગાડવા પછી હું જવશ."

"જશો! કયાં?"

"ખુદા માલુમ—કેઠેબી."

"અને તમે શું કરશો?"

"કોણ જાણે. હું ભાગ્યશાળી હોવશ તો જલદીથી મરી જવશ." તેણી દેખઇતી રીતે દુખાતાં જીગરથી બોલી.

"તમોએ એક વાર મને કહયું હતું કે ખુન થયું ત્યારે એક શાક્ષી હતો. તે કોણ? તમો શાક્ષી હતાં કે? જો તમોએ ખુન કર્યું હતું નહીં પણ ખુન થતું જોયું હતું એટલુંજ તમો મને કહો તો મારા જેવો નશીબવાળો કોઇજ નહીં એમ હું ધારૂં. કહો—બોલો—ખુદાને ખાતર મારી ઉપર દયા કરીને ખરૂં કહી દેવો."

"શું કામ તમો મારી એટલી દરકાર કરોછ? જાઓ, જાઓ, પાછા ફરીને આવતા ના, જાઓ."

"સાંભળો; હું તમોને ચાહું છું. કદાચ તમોને ચાહવા કાજે હું મુખ ગણાઇશ-પણ ખરી વાત છે કે તમોને ચાહવા જેવો હું મુર્ખ છું. તમારી આગલી તવારીખ ગમે તેવા ઝખુન પાપના દાથથી ખરાબ થઇ હોય પણ મારો પ્યાર તો તમારી તરફનો સાબુત અખંડ છે. તેટલા માટે તમોને મારા ધણીઆણી બનાવવાને હું આતુર છું. મારી આગળથી ભાગી જાઓ ના; ઉભાં રહો. હું મારૂં બોલવું પુરૂં કરૂં તે પછી ગમે તો મારી પડોશમાં ઉભાં રહેજો અથવા તો તમારી મરજી પડે તો મારી આગળથી ચાલી જજો. પણ મારી અરજ છે કે મારી પાસે રહે ને, મારી પડોશમાં રહેજો. તમો ગરીબ છો, ખ્રાસ્તીમાં છો અને તમો મને ચાહો છો, એ વાતનો ઇનકાર તમારાથી થઇ શકવાનો નથી. આપણી છેલ્લી મુલાકાત થઇ; આપણે છેલ્લી વાર છુટાં પડવાં ત્યારે આપણે એક બીજાંના જીગરની ખરી લાગણી જાણી લીધી હતી. આપણે હવે પાછાં કદીબી છુટાં પડીશું નહીં. હું તમોને ચાહું છું, ખરાં જીગરથી ચાહું છું. મારાં જીગરને મેં હજારો વાર કહયુ કે તમો મારી પ્યારની પુતલી અને મોહબતની મુર્તી છો. તમારી મરજી પડે તો તમારી આગલી તવારીખ મારાથી છુપીજ રાખજો અને મરજી હોય તોજ તે મને કહેજો. હું કદી બી તે જાણવા માંગીશ નહી. આગલી તવારીખ ગમે તે હોય તે ભુલી જાએ ના અને મારાં ધણીઆણી થાઓ. હું તમોને મારાં મોહર દાર બનાવવા માંગું છું-ના પાડતાં ના."

ઉપલું સઘળું હું કેવા જુસ્સાથી બોલ્યો, કેવી લાગણીથી બોલ્યો તે તો મારો જીવજ જાણે.

તેણીએ મારી છાતી ઉપર પોતાનું માથું મુક્યું. તેણીએ પોતાનો એક હાથ મારી ગરદનની આસપાસ નાખ્યો. તેણીએ પોતાનો ચહેરો મારી તરફ ધીમેથી ઉંચક્યો અને તેણીએ પોતાની ભભુકદાર મધુરી આંખોથી મારી આંખોમાં ટીકીને જોયું અને જો કોઇબી આશકે પોતાની માશુકની આંખમાં મોહબતનો લેખ વાંચ્યો હોય તો તે મેં તે ઘડીએ વાંચ્યો. એક ટુંક પળ તેણીના હોઠ મારા હોઠને લાગ્યા અને મારા આખાં તનબદન મધેથી એક અજબ પ્રકારની લાગણીની કંપારી પસાર થઇ ગઇ–જે કંપારી ખુશનુમા હતી. મને મારી જીંદગીભરમાં તેવો મીઠો અનુભવ કદાપી મળ્યો નથી. પણ જ્યારે મારા તનના તંતુઓના તંબોરા ઉપર ખુશાલી અને આનંદનો ગણગણાત હજી શરૂ થતો તેટલાં તો તે છોકરી મારાથી એકાએક દુર ખસી ગઇ અને હઠીને બોલી.

"ખુદા મને માફ કરે. તમો તમારા દીલની શાંતી કરો. જે તમો માંગો છો તે કદી કદી હું આપી શકું નહીં. અફસોસ છે– અફસોસ છે–હું કોઇબી મરદની ધણીઆણી થઇ શકું નહીં."

"તમો મને ચાહોછ? ખરૂંજ કહી દેવો, પ્યારી, કે તમો મને ચાહો છો!" મેં ઓજરખાહીથી પુછ્યું.

"હા, હું એકરાર કરૂં છું કે તમોને હું ચાહું છું. જાનોજીગરથી ચાહું છું છતાં હું તમારી મોહરદાર થઇ શકતી નથી. એજ મારી સજા છે. મારી માફક કેટલી છોકરીઓ પોતાની જીંદગીને બરબાદ કરતી હશે. તેઓ પોતાની પસંદગીની લાગણીને પ્યાર સમજતી હશે. અને પાછળથી આંખ ઉંઘડતી હશે ત્યારે કેવી કંગાળ બનતી હશે.

એક મરદ પસંદ પડે અને એક મરદ તરફ ખરો પ્યાર દોડે એ બે વચ્ચે કેટલો ફરક છે? એ ફરકની સમજ નાદાન જવાન છોકરીઓને કોઇ નહીં આપે? અરે તે સમજ હું પોતે ધરાવતી હતે તો કેવું સારૂં થતે. હું તે ફરકનો ખ્યાલ હમણા ધરાવવા લાગી; હમણાજ હું શીખી; હમણાજ મેં તે જોયું."

"પણ કાંય તમો નાસીપાસ થાવો છો? જેને તમો પરણ્યા હતાં તે તો બીચારો ત્રાશદાયક ભયંકર મોતે મરણ પામ્યો છે. તમો છુટાં છો—તમો બેવફા થતાં નથી."

"નહી, હું છુટી થઇ નથી; કમનશીબી છે કે હું છુટી થઇ શકવાની નથી. જે મરદને હમણાં ખરાં જીગરથી ચાહું છું તેને નામોશી લગાડવા જેવું કામ હું કદી કરશ બી કે! જાઓ—જાઓ—અને મને ભુલી જાઓ."

"મારી જીંદગીને તમો યાતો તારાજ કરો યાતો મને સુખી કરો." મેં કહયું; "તમો પોને શું સુખી થવા નથી માંગતાં? તમો મને આટલો જો ચાહો છો તો શું મને સુખી કરવાની તમારી ઇચ્છા નથી?"

તેણી ટેબલ આગળ ગુટણપર પડી અને તેણીએ ટેબલ ઉપર પોતાના બને હાથ મુકી તેની વચ્ચે પોતાનું માથું નમાવ્યું અને દચકાં ખાતી તેણી બોલી:

"એવું તે કયું માણસ છે કે જે સુખી થવાની ઉમેદ નહીં રાખતું હોય? એવું તે કોણ છે કે જે પોતાના પ્યારાં વાહલાંને

સુખી કરવાની ઇચ્છા નહીં ધરાવતું હોય? પણ હું લાચાર છું; હું બેકસ બેબસ છું; હું સુખ મેળવી શકતી નથી, અફસોસ હું તમોને સુખી કરી શકતી નથી. ખરેખર તમો મને ચાહતાજ હોવો તો જાઓ–મને છોડી જાઓ, મને ભુલી જાઓ, મારી આગળ ફરીથી કદીબી નહીં આવવાનો ઠરાવ કરો અને તેમ કરીને તમારા ખરા પ્યારની મને સાબીતી આપો."

હું કેમ જાવું? મારી પ્યારની પુટલીને છોડીને હું કેમ જાવું? તેણીની પડોશમાં હું બી ગુટણ પર પડયો અને તેણીનું માથું મારાં ખભાં પર મેં ખેંચ્યું.

એકાએક ખોખરા કચવાત ઉપજાવનારા હસવાનો સાદ મને સંભળાયો. મેં પાછું ફરીને જોયું તો અમારી બનેની પાછળ પેલા પલીદને ઉભેલો દીઠો. જેસ્પર ડેંટ ઉભેલો હતો અને મલકાઇને કઠોર અવાજે હસતો હતો.

"ઘણું ખુશનુમા પીકચર છે. ચીત્ર ઉતારી લેવા જોગ દેખાવ છે." તે ટકોરમાં બોલ્યો "ખુબસુરત અને જવાન જોડી ગોવા બંદગી કરવાને બેઠી છે. સારૂં થયું કે આવો દીલકશ દેખાવ જોવાને હું ભાગ્યશાળી થયો. આશક માશુક પોતાની મુલાકાત વેળા ભાણુ ભુલી જાય છે અને બીજી બાબતો માટે બેપરવા બને છે એવું મેં અગાઉ સાંભળેલું પણ આજે તેની મારી ખાતરી થઇ કારણ કે આ મોહબતની મુલાકાતમાં, પ્યારની બગલગીરીની મોજ ભોગવવામાં તમો બે એટલાં તો નબરવસ રહયાં કે બારણું બંધ

કરવાને ભુલી ગયાં. બારણું ઉઘાડું હોવાથી હું માંહે દાખલ થયો અને આવો દીલચસ્પ દેખાવ જોવા પામ્યો. બાઈ સાહેબ, હવે તમારે શું કેહવું છે? કાંઇ બહાનું દેખાડવું છે કે?"

અમો બંને તેને જોતાંજ એકદમ છલાંગ મારી ઉઠયાં અને મીસ બલેક આ કંગાળ માણસની સાંમે મગરૂરીથી તોરમાં ઉભી થઇ. તેણીએ ધીકાર સાથે કહયું.

"મારે તુંને કાંઇ કહેવુંજ નથી. મારે તારી આગળ કશું બહાનું દેખાડવુંજ નથી. તારી એબીવલ સુરત મારે જોવી નથી."

"પણ તમો કોણ છો તેની મારે તમોને યાદ આપવી જોઇયે બાઇ સાહેબ," તેણે ટકોરમાંજ બોલવાનું ચાલુ રાખ્યું; "જે બન્યું છે તે સઘળુ આએ મરદને—આએ મરદ કે જેની ઉપર તમો ફીદા થઇ જાઓ છો તેને હું કહી દેવું તો તમારી હાલત કેવી થાય વારૂં?"

"કહી દે—સઘળુ કહી દે—હું ઇચ્છું છું કે તું સઘળું એવણને કહી દે." જુસ્સાથી તેણીએ જવાબ દીધો.

"તમો પોતેજ કાંય નહીં એવણને કહી દેતાં.?" તેણે ટકોરમાં સવાલ કર્યો, "તમોજ બધું કેહો તો કેમ?"

"તું જાણેછ કે મારાથી કહી શકાવાનું નથી. તું એવો લંફ્ગો છે કે તું નહી બની શકે તેવું બજાવવાને મને કહે છે. કહી દે એવણને બધું કહી દે કે ખુલાસો થઇ જાય."

"નહીં. નહીં," તે હસીને બોલ્યો. "મારી બાજી જુદીજ છે. એને અજાણ્યુ રાખવામાંજ મને લાભ છે. એને અહીંથી રવાના કરી દે. મારે તારી સાથે કાંઇક વાત કરવાની છે. એને કહે કે અહીંથી ચાલી જાય-એનું અહીં કશું કામ નથી."

મારા હાથ ઉપર દયા ઉપજે તેવા ચહેરા સાથ તેણીએ પોતાનો હાથ મુકયો અને કાકલુદીભર્યા અવાજે તેણીએ મને કહ્યું, "જાઓ-અહીંથી જાઓ-ખુદાને ખાતર જાઓ."

"અને આએ કંગાળ પલીદ આગળ તમોને હું એકલાં મુકી જાવું !" મેં પુછ્યું. "કદીગી નહીં. મને તો એવું મન થાય છે કે ઉલતો એનેજ હું બહાર કહાડું. એ હડપ્યાં કુતરા જેવો છે અને લાત ખાઇને બહાર નીકલવાને લાયક છે. એને અહીં આવવાનો અને તમોને હુકમ કરવાનો શું હક છે ?"

"તમો જે હક ધરાવો છો તેના કરતાં કદાચ હું વધારે હક ધરાવતો હોઇશ." તેણે ભરમમાં કહ્યુ.

"હું તે માનતો નથી-એ વીશે મને શક છે," હું ડરાવથી બોલ્યો. "આએ બાનુને મારી ધણીઆણી થવાની માંગણી મેં કીધી છે, જો એ માંગણી એવણ કબુલ રાખતાં હોય અને બ'ીષનાં ખાવંદ તરીકે મને એવણ સ્વીકારતાં હોય તો ગરડનમાંથી પકડીને તુંને રસ્તા ઉપર ફેંકી દેવાનો મને કુદરતી રીતે હક મળે." મેં ઝનુનમાં દાંત કચકચાવીને કહ્યું.

પણ તે કાફર ઉપર કશી અસર થઇ નહીં. તે તો ટડે કલેજે ઉભોજ રહ્યો અને તેણે મીસ બલેકને કહ્યું.

"કેમ બાઇ સાહેબ, શું વીચાર? એને તમારા ભવીષના ખાવંદ તરીકે કબુલ રાખો છો કે!"

મીસ બલેક ચુપ રહી. એક બોલ બોલી નહીં.

જેસ્પર તેણીની નજદીક ગયો અને તેણીનો હાથ કાંદીમાંથી જોશમાં પકડી તેણીને બહુજ ધાટકી રીતે ઢંઢોળીને તે બોલ્યો, "બોલ, તારો શું જવાબ છે?"

પણ બીજીજ પળે તે જમીન ઉપર ચટોપાટ જીકાયો કારણ કે મીસ બલેકનો હાથ તેના પંજામાંથી છોડવી તેના ડાચાંમાં એક સખત મુક્કી લગાવી મેં તેને જમીન દોસ્ત કરી નાંખ્યો. ને ઉઠયો પણ જમીન પરજ બેસી રહયો અને પોતાના દગલાની બાંહેથી પોતાના દાંતમાંથી નીકલતું લોહી લુછતાં તે વીકાળપણે બોલ્યો.

"તુંને મારા શ્રાપ છે—તારૂં નખોદ વળજો."

"જો પાપી ખુની માણસોના શ્રાપ ફળતા હતે તો કોઇબી ભલો પ્રમાણીક માણુષ આજે દુન્યામાં જીવતો હોતે નહીં." મેં જવાબ દીધો; "તારી પોશાગીરપણાની રીતનો આ બદલો છે; એમ ના સમજતો કે આ બાનું સાથે તું સહેજબી ગેરવરતણુક ચલાવશે તે હું ચુપ ઉભો રહીને જોયા કરશ. તારા હાડકાં બાંજીને તારે અત્રેથી જવું હોય તોજ આ બાનુને ફરીથી હાથ લગાડજે."

"મારા હાથમાં દાવ છે." તે બોલ્યો; "કટકો મારવાનો ચાબુક હું ધરાવું છું અને ચાબુકના સપાટા આએ દાકણની પીઠ ઉપર લગાવવામાં હું જરાબી કસર કે દયા કરશ નહી. એને હું હેરાન

કરતો રહેવશ અને એને હેરાન થતી જોઇ તું હેરાન થશે તેથી મને ખુશાલી અને આનંદ ઉપજશે. મહોબ્બત એ શું ચીજ છે તે હું બરાબર સમજું છું. મેં આએ છોકરીને ચાહી હતી. જેમ આજે તારી બગલગીરીમાં એ ખુશાલીથી આવી છે તેમ થોડાંજ અઠવાડયાં ની વાત પર એ મારાં પાસામાં દબાતી હતી. પોતાના હોઠ એ મારા હોઠ સાંમે ધરતી હતી. મને એ ચાહતી હતી. હું જ્યાં સુધી જીવતો રહેવશ ત્યાં સુધી કોઇબી મરદ સાથે એને હું પરણવા દેવશ નહીં અને તેવો સીતમ એની ઉપર અને તારી ઉપર ગુજારવાને કાજે હું જીવતોજ રહેવશ."

ઘડીભર થોભીને તેણે મીસ બલેકને કહયું, "ઓ ખુબસુરત દાકણ, સાંભલી લે–તારે જો આએ પુરૂષ સાથે પરણવું હોય તો તે અગાઉ તું મારૂં ખુન કરજે. લોહી રેડાતું તો તું જોઇ ચુકી છે માટે હવે તુંને તેની ધાસ્તી ઉપજવાની નથી. મરણતોલ જખમમાંથી છરી તેં ખેંચી લીધી તે વેળા વહી ગયલું લોહી તેં જોયું છે. માટે તુને તેવા બનાવની હવે નવાઇ રહી નથી માટે ગમે તો મારૂં ખુન કરજે. તું મને શું ધારેછ? ઓ પરીની સુરતની બલા, તું મારા માટે શું ધારેછ! હું કોણ છું."

"તું!–તું!–એક કંગાળ ધીચકારો!" તેણીએ બહુંજ ધીમા અને શાંત અવાઝે કહયું.

આવા ધીક્કારના સુકન આવી શાંતી અને આવી ધીરજથી બોલતાં તેણીને સાંભળીને હું બેહદ અજબ થયો. એવા બોલ કોઇ બીજી છોકરી બોલતે–દાખલા તરીકે મીસ મીડ બોલતે તો ઝનુન જરૂરજ દેખાડતે.

"મને તું ગાલ દેશે તેથી મારી ઉપર કશી અસર થવાની નથી." તે જમીન પર એડેંગ્રાજ બોલ્યો. તેણે કદાચ એવું ધારયું હશે કે તે પાછો ઉભો થશે તો બીજી મુક્કી લગાવીને હું તેને પાછો જમીન દોસ્ત કરીશ. તેણે કહયું. "આએ મરદને કહે કે અહીંથી ચાલી જાય. બસ એને અહીંથી રવાના કરી દે. એકદમ એને બહાર કહાડ."

"જાઓ મારી ઉપર મહેરબાની કરીને જાઓ; તમો મને ખરે-ખર ચાહતા હોવો તો જાઓ; મારી ઉપર મોટો માયાકુળ ઉપકાર કરવો હોય તો જાઓ." તેણીએ મને આજરબાહીથી કહયું.

"કદીબી નહીં." મેં ઠરાવ ભરેલી રીતે જવાબ દીધો: "હું તમને ખરેખર ચાહું છું માટેજ હું અહીંથી કદીબી જવાનો નથી. હો—જો તમો મને એમ કહો કે તમો એને ચાહો છો અને તેટલાજ માટે તમો મને બહાર કહાડો છો તો અલબતાં એક હરફબી બોલ્યા વના, તમારા હુકમને તાબે થઇ હું ચાલી જવશ."

"એમ હું કહી શકતી નથી. મેં એને કદીબી ચાહયો હતોજ નહીં. મને એ ફક્ત પસંદ પડેલો પણ મારો પ્યાર તો હતોજ નહીં." તેણીએ ખુલ્લાં દીલથી ખરૂં કહી દીધું.

જેસ્પર હવે જમીન પરથી ઉઠયો અને બોલ્યો: "જે સ્ત્રી મને ચાહતી નહીં હોય અને સેવા માંગતી નહીં હોય તે સ્ત્રી મને પણ જોઇતી નથી. સ્તુઆર્ટ ડેન, તુંજ એને લે; હું તુંને પુરી પરવાનગી આપું છું કે તું એને તારી ધણીઆણી કરી લે. મને એક સો પાઉ-

ડની રકમ આપ અને હું તરતજ આએ દેશ છોડી જઇશ. મારે આએ દેશ હવે છોડીજ જવો જોઇશે. મારાથી અહીં રહી શકાશે નહીં."

આએ તેના છેલ્લા બોલ મારે માટે મોટી આશા ઉત્પન્ન કરનારા હતા પણ તેમ છતાં મને એવો પણ શક તેના આ છેલ્લા બોલોથી ઉપજ્યો કે તેણે કોઇ બીજો મોટો ગુનાહ કર્યો હશે અને તેથીજ આ દેશ છોડીને નાસી જવા માંગતો હશે.

તે વધુ બોલ્યો: "આગલી તવારીખ હમેશાં દટાઇ રહેશે. મને ફક્ત સો પાઉંડની જરૂર છે. આવી ખુબસુરત જવાન છોકરી તુંને મળે છે અને તેના બદલામાં ફક્ત એકસો પાઉંડની એક નજીવી રકમ હું માંગુ છું. તારા લાભમાં આએ સાટું પણું સસતું છે. સો પાઉંડ લઇને હું જવશ અને ફરીને તમો મને જોશો નહીં કે મારી તરફથી કશું તમો સાંભળશો નહીં. ફક્ત સો પાઉંડની નજીવી રકમનો સવાલ છે."

"તું આવી વાત કરવાની કેમ હીંમત કરેછ. ઓ કંગાળ?" મીસ બલેક કચવાટથી પણ અગાઉનીજ માફક શાંત ઠરેલ અવાઝથી બોલી: "આવું કહેવાની તારી હીમતજ કેમ થાયછે? તું શું એમ ધારેછ કે તારા જેવીજ હુબી પાપી ઠગારી નીચ છું? તું સઘળું જુઠું બોલ્યો છે અને તું જાણે છે કે જે તું બોલે છે તે તદનજ ખોટું ઠગાઇભર્યું છે."

જેસ્પરના ચ્હેરાપર ગુસ્સાનું ઝનુન અહીં આવ્યું પણ તેણે મીસ બલેકની નજદીક જવાની હીમત કીધી નહીં કારણ કે હું

તધ્યારજ સાવધ ઉભેલો હતો એવું તેણે જોઇ લીધું અને ફરીને જમીન દોસ્ત થવાની તથા દાંત અને નાંખમાંથી વધું લોહી ખોહવાની તેને ધાસ્તી હતી.

"મને એમ તરછોડી ના કહાડ—એવો ધીકાર ના દેખાડ." તે બોલ્યો: "મને પૈસાની જરૂર છે. હું ખાતરી આપું છું, કે જો મને સો પાઉંડ મળશે તો તમારા બંનેના માર્ગમાં હું કદીબી આવશ નહીં. આએ મરદને કહે કે મને એટલા પૈસા આપે અને એમબી કહે કે તું એની સાથે લગન કરશે. જો મારા ફરમાવવા મુજબ તેં નથી કીધું તો તારી જીંદગી તારે માટે જીવતાં દોઝખ જેવી બનાવશે."

મીસ બલેકની નજદીક હું ગયો અને તેણીને મેં ધીમેથી કહયું: "જો એક સો પાઉંડનો ભોગ આપવાથી આપણી બેની જીંદગી સુખી થતી હોય તો તે ભોગ આપવા હું તૈયાર છું. તમો એને કેહો કે ગમે તેવો એ દગાબાઝ ઠગારો છે છતાં સુખ મેળવવા કાજે સો પાઉંડ આપવા હું રાજી છું અને તે પછી તમે. મારી ધણીઆણી થશો."

"તમો શું માંગો છો તે તમો જાણતા નથી; એ દગાખોરની મતલબ શું છે તે તમો સમજતા નથી. એ કહે છે તેમ કદી-કદીબી બની શકેજ નહીં; હું તમારી ધણીઆણી થઇ શકુંજ નહીં. જો હું તમોને હા કહું તો જે પ્રકારનો નઠારો પુરૂષ એ છે તેના કરતાં વધારે નઠારી સ્ત્રી હું ઠરૂં."

"ચાલ, બહાર જા." મેં જેસ્પરને કહયું: "ફરીથી અહીં આવવાની હીમત ના કરનો; નહીં તો હું તુંને એવો સ્વાદ ચખાડશ

કે હોસ્પીટલમાંજ જવું પડશે. ચોક્કસ શરતથી મે તુને નાણાની રકમ આપી હતી. તે શરત તેં તોડી છે અને તારો જેવો આબરૂ અને પ્રમાણીકપણાથી બેખબર રહેલો માણસ આ કબુલાત તોડશે એમ મેં ધારેલું. પણ ખાતરીથી માનજે કે ફરીને તું અહીં આવશી તો તારૂં લવાજમ બંધ થશે."

"ત્યારે સો પાઉંડ આપવાની તમારી ધારણા નથી?" તેણે મને પુછયું: "હું ખરેખર કસમ ખાઇને કહું છું કે—"

"તારા કસમ પર મને એતેબાર નથી." મેં તેને બોલતો અટકાવીને કહ્યું: "બહાર જા-અગર નહીં જશે તો હું તુંને ઉંચકીને બહાર ફેંકી દેવશ-આગલી વાત યાદ કર."

"હું બહાર જાવું અને તું?"

"હુંબી તારી સાથેજ બહાર નીકળશ."

એક ઘડીભર તેણે મારી તરફ જોયું અને મારા ચેહરા ઉંપરના ચીન્હોથી તેની ખાતરી થઈ હશે કે જો તે એક બીજી ઘડી થોભશે તો જરૂર હું તેને ઉંચકીને બહાર ફેંકી દેનશ કારણકે તે ગુપચુપ બહાર નીકળ્યો અને હું પણ તેની પુઠે બહાર નીકળ્યો.

અમો બને ઘરની બહાર નીકલ્યા અને મોહલ્લામાં આવી પુગતાં તે સેહજ થોભ્યો અને મારી તરફ નેણ ચહડાવીને અની કડવાશથી તે બોલ્યો:

"આએ ઘરમાં ફરીને નહીં આવવાની તું મને મના કરે છે?"

"હા–ફરીને તારે અત્રે આવવું નહીં. મેં કહ્યું છે તે યાદ રાખજે; ફરીને તું અત્રે આવ્યો હતો એવું હું જાણુશ તો કોઇબી પરીણામની દરકાર કર્યા વના હું તારા પગનાં હાડકાં ભાંજી નાંખશ કે જેથી તું ચાલી હાલી શકે નહીં અને અત્રે આવીબી શકે નહીં. હું જે બોલું છું તે મુજબ કરૂં છું."

"ત્યારે હુંબી તુને ફરમાવું છું કે તારે પણ અત્રે ફરીને કદીબી આવવું નહીં." તેણે કહ્યું; "જો હું ચાહું તો આએ રૂપાલી દાકણની જીંદગી જીવતાં દોઝખ જેવી બનાવી શકું. હું તુને કહું છું કે તારે અત્રે ફરીથી કદીબી આવવું નહીં." મારી તરફ થોડો વાર જોઇને તેણે પુછયું, "તેં સાંભલ્યું કે?"

"મેં સાંભલ્યું." મેં જવાબ દીધો: "તું કયે રસ્તે જવાનો છે? તું જે તરફ જશે તેથી ઉલટી દીશાએ હું જઇશ કારણકે તારા જેવા માણુસની સંગતમાં ચાલવાનું મને ગમશે નહીં અને તારા જેવા દેખાવના માણુસની સંગતમાં મને કોઇ જોય તો તેની નજરમાં મારે માટેનું માન વધેબી નહીં."

તે કાંઇબી બોલ્યા વના ચાલતો થયો અને તેને જતો જોવા પછી હું પણ ત્યાંથી રવાના થયો.



# પ્રકરણ ૧૪ મું.

——:०:——

## મધરાતની મુલાકાત.

——:०:——

આખર આએ છોકરીની છધાનમલી,
કેશેશ મારી સઘળી ફુલીફલી,

શક હતો તે સઘળો ગયો તલી,
આશાના પુષ્પનીબી ખીલી કલી,

કીનાનો માર્ગ મારો ખુલ્લો થયો,
ફટકોજ એક મારવાનો બાકી રહ્યો,

દીવસો ધીમે ધીમે પસાર થયા. મેં જોયું કે મારી પુઠે એક જાસુસ લાગેલો હતો. જયાં બી હું જતો હતો ત્યાં મારી પુઠે પુઠે તે જાસુસ ભમતો હતો. થોડા દીવસ તો મને માત્ર શક ઉપજયો કે કોઇ માણસ મારી પુઠે ભમતો હતો પણ પછી મારી ખાત્રી થઇ. તે માણસ કોઇ કોઇવાર પહેરવારા બદલતો પણ તેની ચાલચાલની ઢપથી હું જોઇ શકતો કે તે એકજ માણસ હતો અને મારો પીછો તે છોડતો હતો નહીં શા માટે તે આમ કરતો હતો તે હું સમજયો નહી. કદાચ પેલાં ખુનની ખાતરી મારાથીજ મળશે એવું ધારીને કોઇ ડીટેકટીવને મારી પુઠે લગાડવામાં આવ્યો બી હોય. પણ હું કોઇવાર જો કલબમાં મોડે સુધી બેસતો તો રાતના તે જાસુસ

ગુમ થઇ જતો પણ સવાર પડતાંજ તે પાછો મારી પુઠ પાછળ આવતો હું જોવા પામતો. મને કોઇપણ રીતે બીહવાનું તો હતુંજ નહીં તોપણ મને આવી જાસુસી ગમે નહીં.

એક દહાડે રાતે મોડેથી, લગભગ ૧૨ વાગે કલબમાંથી હુ નીકળ્યો. મેં ધાર્યું હતું તેમ તે જાસુસ અલોપ થઇ ગયો હતો. રાતના જાસુસી કરવાની અગત તેણે કદાપી જોઇ નહીં હશે. હું ધીમેથી મારાં ઘર તરફ જતો હતો તેવામાં એક સ્ત્રીએ આવીને મારો હાથ પકડયો. મેં તે હાથ છટકાવી નાખ્યો પણ તેજ ઘડી, રસ્તા પરના રોશનીના ફાનસની મદદથી મેં તેણીનો ચહેરો જોયો, તે મીસ મીડ હતી.

"મારે તમારી સાથે વાત કરવાની છે; ઘણી અગતની વાત કરવાની છે." તેણીએ મને કહ્યું.

"બોલો શું છે?" મેં સવાલ કર્યો.

"અહીં નહીં. તમારે ઘરે ચાલો; ત્યાં બેસીને નીરાંતે વાત કરવાની છે. ચાલો, ઉતાવળા થાવો."

"પણ હમણાં? રાત પડી? હમણા બાર વાગ્યા હશે અને તે વખતે તમોને મારે ઘરે હું લઇ જાવું તો—"

"તો શું? એમ તો તમો નહીં કહેતા હશો કે મારી આબરૂને ધોકો પુગશે? કમનસીબે મારી આબરૂ ઇજત કશી રહીજ નથી. મારી આબરૂ ઇજતની તારાજી થઇ ચુકી છે. મારૂં નખોદ વળી

ચુક્યું છે. તમારી આબરૂને માટે બોલતા હોવો તો હું કહીશ કે તમો મરદ છો એટલે સઉ સમજી લેશે. ચાલો, ખોટી થવાનું નથી. રસ્તા વચ્ચે ઉભું રહેવામાં સલામતી નથી. આનાકાની કરો ના—મને અગતની વાત કહેવાની છે."

"મને તમે કેટલો વખત રોકશો?" મેં પુછ્યું.

"લાંબો વખત તો નહીંજ."

અમો મારે ઘરે જઇ પુગ્યાં અને મેં મારાં ગજવામાંથી કુચી કહાડી ઘરની બહારનું બારણું ઉઘાડયું તથા અંદર દાખલ થઇ તે પાછું બંધ કીધું. ધીમેથી દાદર પર ચહડીને અમો મારા ઓરડા આગળ આવી પુગ્યાં અને ત્યાંનુ બારણુ પણ મેં ધીમેથી ઉઘાડયું.

ઓરડામાં દાખલ થતાંજ બહુજ ધીમા અવાજે મારા કાનમાં લાગીને મીસ મીડ બોલી; "મારી અગાઉ અહીં કોઇ બીજું બી આવી પુગેલું છે. જે છોકરીને હું મળવા માગતી હતી, જેણીની તસ્વીર તમોએ જાળવી રાખી છે તે છોકરી અહીં અત્યાર અગાઉની આવેલી છે તમો તો કહેતા હતા કે તે સ્ત્રીને તમો ઓળખતાજ નથી. સઘળા મરદો જુઠા છે. એવું કહી જનારો ફીલસુફ કેટલો સાચો છે! ઓલાદ પછી ઓલાદે, ઝમાના પછી ઝમાના દરમ્યાન મરદો જુઠું અને જુઠું બોલતાજ આવ્યા છે અને તે સીધાંત ખરૂં હોવાની તમોએ સાબેતી પુરી પાડી છે."

તેણી શું કહેતી હતી તે પહેલાં તો હું સમજી શકયોજ નહીં. ખરૂં કહું તો તેણીના ભેજાંની આંગરી ખસી ગઇ હશે એમ મેં ધારયું. મારા ઓરડાનું બારણું. મે માહેથી બંધ કીધું.

મારા ઓરડામાં તદનજ અંધારૂં હતું ફક્ત બારી વાટે ચંદ્રરણાનુ એક કીરણ દાખલ થતું હતું અને તે કીરણ એક મોટી ખુરસીપર પડતું હતું. તે ખુરસીપર નજર કરતાં હું ભડકયો. અગાઉ મારા ઓરડામાં મીસ બલેકનાં ભુતને ભમતો હું જોતો હતો તેમ આ વેળા તે ખુબસુરત અબલાનો ભુત પાછો આવીને ખુરસીપર તેનો ઓળો તે નાંખતો હતો એવું મને લાગયું.

"એ કયાંથી આવી? કયારે આવી?"

"મે એને મોહલ્લામાંથી પસાર થતાં જોઇ અને હું એની પુઠે આવી. તેણીએ તમારી ઘરવાળીને પુછયું કે તમો ઘરમાં હતા કે? ઘરવાળીએ કહયું કે તમો કલબમાં ગયા હતા અને આઠ કે નવ વાગે પાછા ફરશો. તેણીએ થોભવાની મરજી જણાવી અને તમારી ઘરવાળીએ તેને આગ્એ ઓરડામાં દાખલ કીધી. તે સઘળું જોઇને હું તમોને શોધવા નીકળી. મને ખરેખર તો ચીંતા ઉપજતી હતી કે તમારી રાહ જોવા પછી, તમો આવી નહીં પુગ્યા તેથી નાસીપાસ થઇને રખેને ને અહીંથી ચાલી ગઇ હોય, પણ નહીં, હજી તે બેઠેલી છે. બીચારી ઉંઘાઇ ગઇ છે, હવે હું એની સાથે વાત કરીશ. તમારી સાથે અગતની વાત કરવાની છે અને તમારે ઘરે આવીનેજ વાત કરવા માંગું છું એવું કહીને મેં તમોને ઠગ્યા હતા કારણકે મારે કોઇબી રીતે તમારા ઘરમાં દાખલ થવું હતું અને આએ છોકરી સાથે વાત કરવી હતી. હું એની સાથે વાત કરીશ અને ખરો ભરમ મેળવીશ. યાદ રાખજો—એક મરદ પોતાના દીલનો ભરમ અને જીગરની છુપી વાત એક બીજા મરદને કદીબી કહેવાનો નથી; તેમજ

એક મરદ તેવી વાત એક સ્ત્રીનેબી કહેવાનો નથી અને વળી એક સ્ત્રી પોતાના જીગરની ખાનગી વાત એક મરદને કહેવાની નથી; પણ એક સ્ત્રી પોતાની સઘળી ખાનગી વાત એક બીજી દીલસોઝ સ્ત્રી આગળ કહેવાને અચકાશે નહીં. આએ છોકરીની હું દીલસોઝ છું—અને એ સઘળું ખરૂંજ કહેશે એવી મારી ખાતરી છે."

"તમો એને શુ પુછવા માંગો છો?" મેં સવાલ કર્યો: "ખુનથી માર્યો ગયલો માણસ એ છોકરી સાથે શું સંબંધ ધરાવતો હતો તે તમો પુછવા માંગો છો કે?"

"નહીં; તે મરણ પામેલો માણસ એની સાથે શું સંબંધ ધરાવતો હતો તે તો હું અત્યાર અગાઉનું સમજી ચુકી છું. હું એ જાણવા માંગુછ કે જેસ્પર સાથે એને કેવી રીતનો સંબંધ છે."

"જેસ્પર સાથે આએ છોકરીનો સંબંધ શું છે તે હું જાણું છું—હું તે તમોને કહીશ. આએ છોકરીનો તે લવર હતો. જેમ હમણા તમો જેસ્પરને ધીક્કારો છો તેમ એ હમણા જેસ્પરને ધીકારે છે પણ જેસ્પરથી એ બીહે છે. કદાચ તેનાથી બીહવાનું એ છોકરીને કાંઇ કારણ મળ્યું હશે. જેસ્પર તરફના તમારા ધીક્કારને કારણે તમો આએ બીચારી છોકરી પર કીનો લેવાની ધારણા તો તમો નહીં રાખતાં હશો! શા માટે તેણીને એ પુછીને દુઃખી કરવા માંગો છો?"

તે ઉંઘતી રૂપસુંદર તરફ જોઇને મીસ ગીડે એક હાય ખેંચી.

"જેમ તે મારો એક વાર લવર હતો તેમ આએ છોકરીનો પણ લવર બન્યો હશે કે?" તેણી દુખથી બોલી. "મારી ઉપર

શ્વાસ રાખો; એ છોકરીને સહેજ બી ઇજા હું પુગાડીશ નહીં–
ોની ઇજા એને પુગવા હું દઇશ નહીં."

તે પછી મીસ મીડ ધીમે કદમે મીસ બ્લેક આગળ [illegible]
ણીના કાનમાં લાગીને તેણી કાંઇ બોલી, મીસ બ્લેકને 'મીસીસ...'
ેવું કાંઇ મીસ મીડે કહ્યું હોય એમ અછરતું સાંભળ્યું. મીસ બ્લેક
ડકીને જાગી ઉઠી અને મીસ મીડ તરફ ફાટેલા ડોળાથી જોવા
ાગી. ઘડી ભર ઓરડામાં ચુપકીદી પથરાઇ. મીસ બ્લેક ઘભરાતમાં
ાસપાસ જોતી હતી અને મીસ મીડ તથા હું પુતળા માફક થંભ
ઇને ઉભાં હતાં. ચુપકીદી દુઃખ ઉપજાવનારી હતી અને તે મારાં
ખની ઠેકડી કરતી હોય તેમ ઘડીયાલની જીણી ટકોરીનો અવાજ
ાત્ર સંભળાતો હતો.

આખરે મીસ બ્લેક પોતેજ બોલી! "આએ બાઇ કોણ?
ેણના બોલવાથી મને ધભરાત ઉપજેછ. લેવો આઓ તમારૂં મેન્યુ
ીપટ; મેં બધું લખીને પુરૂં કીધું છે. એ તમોને આપવાને હું આવી
. પેલો આજે મારે ઘેર આવ્યો હતો અને મને કહ્યુ હતું કે તે
ાંજ ઘરમાં રાત ગુજારવાની ધારણા રાખતો હતો. હું બીહથી
ને આએ કાગળ્યાં લઇને નાસી આવી. હું પાછી જવાની નથી. હું
ઇ બીજી જગા શોધી કહાડશ–પાછી કદીબી જવશ નહીં."

મેં તેણીના બંને હાથ મારા હાથમાં લીધા, લખાણના કાગળ્યાં
મીન પર પડી ગયાં પણ તેની દરકાર મેં કીધી નહીં, મીસ મીડે
ક ખુરશી પર બેસી અમારી તરફ ગુપચુપ જોયા કીધુ પણ તેણી
ુંએ બોલી નહીં.

"ધભરાવો ના—ધભરાવા જેવું કશુ છેજ નહીં." મેં તેણીને ધીરજ આપવાની કોશીશ કીધી; "ને તમારે ધરે પાછો આવ્યો તો હવે હું મારો બોલ પાળશ અને એને સીધો હોસ્પીટલમાં મોકલશ. તમારી ઉપર તેને કશો હક પુગતો નથી, એ કશો દાવો કરી શકવાનો નથી."

તેણીએ પોતાના હાથ મારા હાથમાંથી ખેંચી લીધા અને બારણા તરફ તેણીએ ચાલવા માંડયું.

"મારે જવુંજ જોઇયે. છેલ્લી સલામ, સદાને માટે છેલ્લી સલામ—ગુડબાઇ."

તેણીએ લપેરો ખાધો, મેં તેણીને મારા હાથમાં પકડી લીધી અને એક ખુરસી પર બેસાડી અને પછી મેં પુછ્યું. "પણ તમો જશો કયાં?"

"કેઈ બી. એ પલીદથી દુર જવશ; કેઈ છુપાઇ બેસશ અથવા તો મારી જીંદગીનો અંત લાવશ."

"તમો કેઈ છુપાઇ બેસશો? મારો તમોને વીચાર આવતોજ નથી! મારાથી બી તમો છુપાઇ બેસશો?"

"હા–તેમજ કરવાનું વધારે ઠીક થઇ પડશે. બીજો ઉપાય શું છે? બીજી કોઇ ગોઠવણમાં લાભ શું છે?"

"તમો મને ચાહોછ, હું તમોને ચાહુંછ." મેં કહયું. "પછી વચે શું ખલલ હોવી જોઇએ? તમારૂં રક્ષણ હું કરીશ–મારો આશરો

તમો સ્વીકારો. હું તમોને ચાહુંછ-ખુદા જાણેછ કે મારો તમારી ઉપર કેવો અથાગ ને સાચ્ચો પ્યાર છે."

"તમો સમજતા નથી-તમો સમજી શકતા નથી. હું કોઇ બી મરદની ધણીઆણી થઇ શકુંજ નહી."

તેણી પાછી ખુરસી પર અઢેલીને પડી અને હું થોડોક દુર જઇ એક કોચ પર બેઠો. બીજીજ પળે મીસ મીડ મારી પાસે આવીને બેઠી અને બોલી. "એ તમોને ચાહે છે, પણ એ તમારી ધણીઆણી હમણા થઇ શકતી નથી. મારા કામની વચે તમોએ બનતી નડતલો નાંખી છે પણ ચોભજો, હું બી કાંઇ કરી દેખાડીશ. તમારા એના સુખની આડે ફકત એક ચીજ આવે છે અને તે ચીજને હું દુર કરીશ. તમોને કાંઇ ખ્યાલ આવતો હશે પણ તેની મને જરા બી દરકાર નથી. એ બીચારીની ઝબાન બંધાયલી છે-ખરી સઘળી વાત એ કહી શકવાની નથા પણ મેં કહયું છે તેમ એક દીલસોઝ સ્ત્રી આગળ એક બીજી સ્ત્રી પોતાના જીગરની વાત કહેતાં અચકાતી નથી."

"મીસ બ્લેક જવા માંગે છે." મેં કહયું. "મારા ઘરમાં એ બીચારી એક બી રાત ગુજારી શકે નહી અને પોતાને ઘરે પણ જઈ શકતી નથી. ત્યારે એ જશે કયાં? તમો તમારે ઘરે આજની રાત એને લઇ જાવો તો કેમ?"

"મારે ઘરે? મારૂં ઘર કયાં છે? વળી હું જયાં રાત ગુજારૂં છું ત્યાં આવી રૂપાળી અને આબરૂદાર સ્ત્રીથા રહી શકાયજ નહી. મારી વાતજ ના કરતા. હું તો સંસારથી દેશનીકાલ થઇ છું; એને હું કયાં લઇ જાવું?"

"ત્યારે તમો અહીં રહો. આજની રાત તમો અહીંજ એની આમળ ગુજારો."

"હા–એ ઠીક ગોઠવણ છે." તેણીએ જવાબ દીધો.

આ ગોઠવણ વીષે મેં મીસ બ્લેકને કહયું. પહેલાં તો તેણીએ આનાકાની કીધી પણ પછી કબુલ થઇ. મેં કબાટમાંથી કેક કહાડીને તેમની આગળ મુકયાં, જે તે બંનેએ ખાધાં અને જરા રતી શેરી પીધો. તે પછી તેઓ બંને સોફા ઉપર સુતાં અને હું મારા સુવાના ઓરડામાં ગયો.

———:o:———

## પ્રકરણ ૧૫ મું.

### ખુલ્લો થયલો ભરમ.

ભરમનો પરદો ખુલ્યો આખર,
જોઇ લીધું ભયનાક ભેદનું બીત્તર.
જાણ્યું, કોણ ખરો ખુની કાફર,
જાણ્યું, કાંવ આજુંદા થયું જીગર.
જાણ્યું કે સઇયાદ ખુંખાર કાંય છે?
જાણ્યું કે નીર્દોષ આથ શીકાર કાંય છે?

હું પલંગ પર પડયો પણ મને ઉંઘ કેમ આવે? મને અકર-વકર થઇ અને એમથી તેમ કોર મરડતાં હું કંતાળી ગયો. આખરે હું ઉઠયો અને મારી વ્હાલી દીલબર બરાબર પોઢી હશે કે નહી તે ચીમાઇને જોવાને કાજે મેં મારા ઓરડાનું બારણું સહેજ અલગું ઉંઘાડવા સાથેજ મને પરગરો ખુલ્લો અવાઝ સંભળાયો. તે બંને છોકરીઓ સોફા પર જોડા જોડમાં બેસીને વાત કરતી હતી. મારી તરફ તેમની પીઠ હતી અને જે બારણા આગળ હું ચીમાઇને ઉભો હતો તેની લગોલગમાં તે સોફા હતો માટે મને સઘળું સંભળાયું. છુપી વાત સાંભળવી એ ગુનાહભર્યું છે પણ મીસ મીડના બોલ મને યાદ આવ્યા. એક સ્ત્રી પોતાની સઘળી ખાનગી છુપી વાત બીજી એક દીલસોઝ સ્ત્રી આગળ ખુલ્લી જણાવી દેતાં અચકાતી નથી એવા મીસ મીડના બોલ મારી યાદદાસ્તમાં તાજા થયા અને તેટલા માટે હું ચુપચુપ સાંભળતો ઉભો. મારા ઓરડાની રોશની મેં બુજાવી નાંખી એવી મતલબે કે હું ત્યાં ચીમાઇને છુપો ઉભો હતો તે આએ છોકરીઓ જોઇ શકે નહીં.

મીસ બ્લેક બોલી: "તમો શું કહો છો તે હું સમજી શકતી નથી. તમો મારાથી શું જાણવા માંગો છો? તમો ખુલાસો કરો."

મીસ મીડે જવાબ દીધો: "ખુલાસો કરવા અગાઉ હું તમોને એક વાત કહી દઉં છું. તમો ગમે તેટલું છુપાવો પણ હું જાણી ચુકી છું. મરનાર મી૦ ડડલી તમારો આશક કે તમારો ખાવંદ હતોજ નહીં પણ તે તમારો–પોતાનો સગો–મા જણ્યો–ભાઇ થતો હતો."

"ઓ ખુદા–ઓ મારા પરવરદેગાર!" મીસ બ્લેક પોતાના બંને હાથ પોતાની છાતીએ રાખીને બોલી.

"ચુપ–ચુપ! આસ્તે–આસ્તે! પાસેના ઓરડામાં મી૦ ડૉન સુતેલા છે. તેવણુ સાંભળશે, ધીરેથી બોલો."

"પણ મીસ મીડ તમોએ એ કેમ જાણ્યું?"

"તમારી તસ્વીર મી૦ ડૉન પાસે છે. મેં તે જોઇ. મી૦ ડડલીની જવાનીની અને તેવણુ જ્યારે ખુબસુરત ગબરૂ અને તનદુરોસ્ત હતા ત્યારની તસ્વીર મારી પાસે છે. મેં તે બંને તસ્વીર સરખાવી જોઇ. અને તરતજ મેં જોઇ લીધું કે તમો મરનારના બેહેન હોવાં જોઇએ."

"આ વાત છુપી રાખજો–કોઇને કહેતા ના."

"આપણે તે વીષે પછી વાત કરીશું. પહેલાં તો મારી સઘળી તવારીખ તમારી આગળ ખુલ્લી કહી દઉં છું. હું ગાફેલ હતી. બેખબર હતી પણ જેસ્પરે એક કાગળ મરનાર ડડલી ઉપર લખ્યો હતો તે એતેફાકન મારા હાથમાં આવ્યો અને તે પછી સઘળો ભરમ મારી આગળ ખુલ્લો થયો. કીનાબાજ જેસ્પરે પોતાનું વેર ડડલી ઉપર લેવા કાજે મારૂં સત્યાનાશ વાળ્યું છે અને તેટલુંજ કરીને અટકયો નહીં પણ તમોને હેરાન કીધાં છે.

"વાત એમ બની હતી કે જેસ્પર અસલથીજ લુચ્ચો અને ઠગારો હતો. કલબમાં તે પાના રમતાં ઠગાઇ કરતો હતો જે ઠગાઇ ડડલીના જોવામાં આવી અને ડડલીએ તેને ખુલ્લો કર્યો. તેને સઘળી કલબોમાંથી હાંકી કહાડવામાં આવ્યો. આથી તે ખીજવાયો અને તેણે સોગંદ લીધા કે ડડલી ઉપર હડહડતુ વેર લેવું. તે જાણતો હતો કે ડડલીને બે સ્ત્રીઓ સર્વથી પ્યારી હતી. એક તો હું ડડલીની માશુક; અને બીજી તું–ડડલીની બેહેન.

"જેસ્પરે ઠરાવ કર્યો કે આપણને બંનેને ખુવાર કરવી અને તેનાથી ડડલીને દુખ ઉપજાવવું અને તેમ કરીને વેર લેવું. હું ડડલી સાથે અદરાયલી હતી પણ જેસ્પર મને મળ્યો અને તે વેળા તેનો ખુબસુરત ચહેરો અને લલચાવનારી બોલવાની અદા જોઇને હું તેની ઉપર મોહી પડી; તમારા ભાઇ તરફ હું બેવફા થઇ; અને તમારા ભાઇને હું છોડી ગઇ. પરણવાની કબુલાત જેસ્પરે મને આપી, અને મેં મુર્ખાઇથી તેની ઉપર વીશ્વાસ મુકયો. હું નીચી પડી અને હમેલદાર બની. મને તે વેળા જેસ્પર છોડીને ગુમ થઇ ગયો. હું હોસ્પીટલમાં ગઇ અને એક બાળકને મેં જનમ આપ્યો જે બાળક બીચારૂં મરણ પામ્યું. પણ મારાં માત પીતાએ મને તજી દીધી અને તેમની હું એક પુરી લાડકી દીકરી હતી માટે તેમને એટલો તો ગમ ઉપજ્યો કે તે ગમમાં અને બેટીની નામોશીની ખજાલતમાં તેઓ બંનેએ આપઘાત કર્યો. તેઓ મરણ પામ્યાં અને હું તદ્દનજ એકલી અતુલી નીર્ધાર થઇ ગઈ. મેં કસમ ખાધા કે આ માણસને શોધી કહાડવો—આખરે તેનો પત્તો મને મળ્યો છે.

"પણ હવે તમે મને તમારો ખુલાસો કહી સંભળાવો. તમારી મરજી નહીં હશે તો હું કોઇને તે વીષે એક હરફબી કહેવશ નહીં. એ જેસ્પરે તે કાગળમાં તમારા ભાઇ ઉપર લખ્યું હતું. કે 'આખી દુન્યામાં બે સ્ત્રીને તું સર્વથી વધારે ચાહે છે માટે ડડલી—ડડલી સાવચેત રહેજે; તે બંને સ્ત્રીઓનું હું નખોદ વાળીશ અને તેમ કરીને તારી ઉપર વેર લઇશ; એકને એવી તારાજ કરશ કે તે સંસારથી ઉખડી જશે અને અનીતીમાન બદફેલ ગણાશે. બીજીને મારા સપાટામાં એવી લેવશ કે તેની ઉપર તારા કરતાં મારો દાવો વધારે રહેશે.'

મીસ બલેક મનમાં ડામાડોલ બનીને ચુપજ બેઠી ત્યારે મીસ મીડ પાછી બોલી. "જેસ્પરે ભયંકર ધમકી કરનાર ડડલીને આપી હતી. ડડલીને સર્વથી પ્યારી બે સ્ત્રીઓનું નખોદ વાળવાનો તેણે ઠરાવ કર્યો હતો અને તેમ કરીને ડડલી પર વેર લેવાના તેણે સોગંદ લીધા હતા. તે માહેલી એક સ્ત્રીનું, યાને મારૂં નખોદ તે વાળી ચુકયો, મને તેને તારાજ કીધી અને મારા બાબમાં તેણે તે ધમકી અમલમાં મુકી. ડડલીની એક પ્યારી સ્ત્રી હું, અને બીજી તમો. તમારા બાબમાં એને શું કર્યું ? મને કહો. અફસોસ—અફસોસ ! મને કેવું યાદ આવે છે ? ડડલી મને બેહદ ચાહનો હતો અને જ્યારથી હું તેની તરફ બેવફા થઇ ત્યારથી ગોયા તેને વેરાગ પકડયો હતો. તેણે સંસાર ત્યાગ કર્યો, એકાંતમાં એકલો અતુલો રહયો અને તે પરીણામે તે હાડપીંજર જેવો બદશીકલ બેડોલ બની ગયો. અરે અરે—આવા ખરા દીલશોઝ અને સાચ્ચી પ્રીતી ધરાવનારા લવરને હું બેવફા થઇ અને હવે તેનો બદલો ખુદરતે મારી ઉપર લીધો. પસ્તાવાથી મારૂં જીગર વીધાઇ જાયછ પણ શું કરૂં ? હવે ઉપાય શું ? પસ્તાવા અને તોજેશ સીવાય બીજો માર્ગ શું ?"

મીસ મીડે પોતાનું બોલવું, પુર લાગણી સાથે, અને ખરે-ખરા જીગરમાંથી નીકળતા અવાઝ સાથે પુરૂં કર્યું અને મેં જોયું કે તેણીની આંખમાંથી વહેતા આંસુંના રેલા તેણીના ગાલ ઉપર ચલકતા હતા. તેણીનો પસ્તાવો ખરેખરો હતો, તેણી ખરેખરી તોજેશ કરતી હતી એ વીષે મને સહેજબી શક ઉપજ્યો જ નહીં.

---

# પ્રકરણ ૧૬ મું.

—:o:—

## વેરનો ફટકો.

જાણી કે બાંધી મેં સુખોની પાલ,
ઝુલશે બહુ ફળોથી સંસારી ડાલ,
રક્ષણ બી દેશે હયાં ધણીની ઢાલ,
આબરૂ ને ઇઝતની ઓઢાશે શાલ,
સુખી સંસારનો સ્વપણો ખોહયો,
દેવતા મેં ધાર્યો ને દઇતને જોયો.

મીસ મીડે પોતાનું બોલવું પુરૂં કર્યું અને હવે મીસ બલેક શું જવાબ દે છે તે જાણવાને હું આતુરતાથી ધ્રુજતો ઉભો.

આખરે મીસ બલેક બોલી. "હું તમોને મારી સઘળી ખરી વાત કહી દેઉ, પણ તે એક શરતે કે તમારે એ મારી વાતનો એક હરફબી મી૦ ડોનને કદીબી કહેવો નહીં."

"નહીં કહેવશ–તમો મને પરવાણગી આપશો તોજ મી૦ ડોનને તમારી વાત કહેવશ. નહીં તો કદી નહીં કહેવશ. મારી ઉપર પુરેપુરો વીશ્વાસ રાખજો. તમો જોશો કે મારી નામોશીની સઘળી વાત મેં તમોને તમારી ઉપર સંપુર્ણ વીસવાસ રાખીને કહી દીધી

છે. જેવો વીસ્વાસ મેં તમો ઉપર મુકયો છે તેવોજ તમો મારી ઉપર મુકજો. મારો વચન તુટવાનો નથી."

"ત્યારે મારી ભુલભરી કહાણી સાંભળો, મીસ મીડ," મીસ બલેક ગમખાર ધીના સાદે બોલી. "મી૦ ડડલીને એને જે બીજી ધમકી આપી હતી તે બી એને અમલમાં મુકી હતી."

"યા ખુદા! યા ખુદા!" મીસ મીડ પોતાના બન્ને હાથ પોતાની છાતીએ વાળીને બોલી; "એને તમારૂં નખ્ખોદ બી વાલ્યું!"

"નહીં—શુકર છે પરવરદેગારના—એમ તે કરી શકયો નથી." મીસ બલેક બોલી અને મેં છુટકારાનો સંતોષનો એક દમ ખેંચ્યો. તેણીએ કહયું: "મારી ઉમર નાની હતી. જ્યારે તમો મારા ભાઇ તરફ બેવફા બન્યા ત્યારે મારા ભાઇને બહુજ ગમ ઉપજ્યો અને પોતે એકાંતમાં એકલોજ રહેવાની આર્જુ રાખતો હોવાથી તેણે મને વધુ અભ્યાસ કરવા ફ્રાંસ ખાતે મોકલી. જે મકાનમાં તેનું ખુન થયું તે મકાનમાં મારો ભાઇ જઈને રહયો અને હું પેરીસ ભણી રવાના થઇ. એક જોગણુના આશરા હેઠળ હું રહેતી હતી અને ત્યાં મેં લાબો વખત અભ્યાસમાં અને સુખમાં ગુજાર્યો. તે પછી એક દીવસ દેવળમાં મેં જેસ્પરને દીઠો. અમારા વચ્ચે ઓળખાણ થઇ, દોસ્તી વધી અને આખરે મને એવું લાગ્યું કે હું તેને ચાહતી હતી. મેં એવુંજ ધાર્યું કે તે પણ મને ચાહતો હતો અને મારી ઉપર બીનસ્વારથી સાચ્ચો પ્યાર રાખતો હતો,

"દીવસો જવા પછી જેસ્પરે મારી સાથે લગ્ન કરવાની માંગણી કીધી અને મેં તે હા પાડી. એ બાબતની ખબર મારા

ભાઇને આપવા માટે તેની ઉપર એક કાગળ લખવાની મારી ઘણી ધારણા હતી પણ તેમ કરતાં જેસ્પરે મને અટકાવી અને તેણે જણાવ્યું કે લગ્ન થયા પછીજ મારા ભાઇને મારે તે બાબેની ખબર આપવી. અમો બન્ને લન્ડન આવ્યાં અને અમોએ લગ્ન કર્યા. સાંજે અમારાં લગ્ન થયાં પણ તે અગાઉ મારા ભાઇ ઉપર મેં એક કાગળ લખીને સઘળી બીના જણાવી અને જેસ્પર ડેંટ સાથે મારાં લગ્ન થનાર હતાં એમ ખબર મેં તેને પુગાડી. મરનારની લાશ ઉપર જુરી ભરવામાં આવી હતી ત્યારે ઘરની કારભારણે જુબાની આપતાં જણાવ્યું હતું કે મરનારનું ખુન થયું તે દીવસે બપોરના મરનારને એક કાગળ મળ્યો હતો જેની ઉપરનું સરનામું એક સ્રીના હરફથી લખાયું હોય તેવું જણાયું હતું અને તે કાગળ વાંચવા પછી મરનાર ઉશ્કેરાઇ ગયો હતો. તે કાગળ મેં લખ્યો હતો પણ તે કાગળ મરનારના કાગળયાંઓ મધ્યેથી મળી આવ્યો નહીં માટે હું ધારૂં છું કે ગુસ્સામાં તેણે તે કાગળ ફાડી નાખ્યો હશે અથવા બાળી નાંખ્યો હશે. સારૂં થયું કે તે કાગળ મળી આવ્યો નહીં—અગર નહી તો ઘણો ભરમ ખુલ્લો થઇ જતે અને મારી હાલત ઘણીજ કઢંગી થઇ પડતે.

"લન્ડનનાં એક મકાનના ઓરડા અમોએ ભાડે લીધા અને ત્યાં અમો ગયાં. તે મકાનમાં રાત ગુજારવા પછી બીજી સવારે મારા ભાઇને મળવા જવું એવી સુચના જેસ્પરે કીધી પણ મેં તે કબુલ કીધું નહી અને તુરતાતુરતજ ભાઇને મળી આવવું એવી મેં હઠ લીધી. જેસ્પર કાંઇ ગુસ્સે થયો, કાંઇક મને સમજાવવાની કોશેશ કીધી પણ મેં મારી હઠ છોડી નહી અને આખરે અમો અમા ।

બાઇને મળવા જવા નીકળ્યાં. હું આજે મારા ખુદાના હજારો હજાર આભાર માનું છું કે તે નીચ ખવાસના ખવીસ સાથે મેં રાત ગુજારી નહી.

"મેં તો એવીજ ઉમેદ બાંધેલી કે મારો ભાઇ મારાં લગન થવાની વાત સાંભળીને ઘણો ખુશી થશે અને અમોને આશીરવાદ દેશે તથા અમોને કાંઇ મોટી રકમ ભેટ આપશે. મારા જીગરમાં આવી આશા રમતી હતી ત્યારે જેસ્પર કાંઇ જુદીજ આશા પર મલકાતો હતો અને હસતો હતો. તે મનમાં એવુંજ રચતો હતો કે ડડલીને દેખાડી આપવું કે તેની પ્યારી બહેન સાથે લગન કરીને તેણે પોતાની ધમકી પાર પાડી હતી.

"અમો બંને મારા ભાઇ આગળ ગયાં. મારા ભાઇના ઓરડામાં જમવાની ટેબલ ઉપર ખાણાની ગોઠવણ કરી મુકવામાં આવેલી હતી પણ મારો ભાઇ જમવા બેઠો હતો નહી પણ ઓરડામાં આમ તેમ ફેરા ખાતો હતો. તેણે ફુલ-ડ્રેસીંગ-સુટ પહેરેલો હતો. હું મારા ભાઇ આગળ દોડી ગઇ અને તેને ગળે વળગી પડી.

"મારા ભાઇએ મારૂં માથું પોતાની છાતીએ દાબીને ઇંતેજારી આતુરતાથી પુછ્યું. 'બોલ-બોલ-બહેન તારાં લગન થયાં કે?' મેં જવાબ દીધો કે, 'હા-હા-થયાં."

"તે બોલ્યો, 'અફસોસ છે. હું કપડાં પહેરી તઇયાર થયો કે તું જ્યાં બી હોય ત્યાં જઇને તુંને ચેતાવું, પણ કયાં જવું ને કયાં તુંને મળવું તે મને સુઝયું નહી. અરે અરે બહેન તેં તારૂં નબોદ

નાખ્યું, તેં તારા બાપનું સત્યાનાશ કીધું તેં એક પાજી મુજી પલીદને તારી સાથે જોડી દાધો."

"જ્યારે મારો ભાઇ આ પ્રમાણે ગભ્ભાર જીગરથી અફસોસ બોલતો હતો, ત્યારે તેના બોલવાનો ભરમ નહી સમજીને હું મનમાં ગુચવાતી હતી ત્યારે જેસ્પર હસીને ખુશ મીજાજથી તાળી વગાડતો ઉભો હતો.

મારા ભાઇએ તેને ધીક્કારથી કહ્યું. "મુજી દઇત, નીર્દોષ છોકરીઓને ખુવાર કરનારા ખવીસ તું-તું!' જેસ્પર બોલ્યો.

'હા-હું-હું! વાંદરાની સુરતના હાડપીંજર, જોઇ લે! તારી સ્વીટહાર્ટને મેં તારાજ કીધી, બેઆબરૂની બનાવી, મહોલામાં અનીતીનો પેશો ચલાવતી રખડતી કીધી, અને હવે તારી બહેનને સાબુત સપાટામાં સપડાવીચ. જોઇ લે મને! હુંજ તે કે જેને તારી ઉપર હડહડતું વેર લેવાના સોગંદ લીધા હતા અને જેણે તારાં જીગરને વીંધી નાંખવાનો ઠરાવ કર્યો હતો તે હુંજ. હુંજ કે જે આજે પોતાના સોગંદ પાળી ચુકયો છે અને જેણે તુંને કંગાલ દુઃખી બનાવ્યો છે-તેજ હું!"

"મારો ભાઇ બોલ્યોઃ "કીનાખાજ દુશમન, વેર લેવું હતું તો મારી ઉપર કાંય નહીં લીધું? મને કાંય નહીં માર્યો? મારૂં કાંય નહીં ખુન કર્યું? હરેમનની ઓલાદના શયતાન-યાદ રાખજે-તારો ફેજ પુરામાં પુરો આવશે.'

"જેસ્પર આ સાંભળી હસી પડયો અને તેણે કહ્યુંઃ 'મારો ફેજ પુરો આવશે તે અગાઉ તો તુંને દુખી થતો, જીગરમાં જલતો,

હઇડામાં બલતો અને મગજમાં હેરાન થતો જોવાની મજાહ પડશે. આએ તારી બેહેનને મારાં પાસામાં લઇ મારી ધણીઆણી તરીકે ગમત મેલવશ અને એને દરેક બોસો લેતાં હું મનમાં એમજ સમજશ કે તારાં જીગરમાં એકક વધુ જખમ કરતો જાવુંછ.'

"મારો ભાઇ ઉશકેરાઇ ગયો. ખીજવાત અને ગુસ્સામાં તેણે ઉછાલો મારી જેસ્પરનો ટોટો પોતાના બંને હાથમાં પકડી ભચડી નાંખ્યો. જેસ્પર ગુંગળાયો અને હડીને ટેબલ ભણી ગયો અને ટેબલપર પોતાના હાથ મુકીને તેનો ટેકો લીધો તેટલાં તેનાં હાથમાં ટેબલ ઉપરની છરી આવી ગઈ જે લઇને તેણે મારા ભાઇની છાતીમાં આરપાર ચલાવી દીધી. મારો ભાઇ જમીનપર પછડાયો-મેં તે જોયું; હું કાંઇબી મદદ આપી નહીં શકી-અફસોસ! મારા ભાઇ આગળ હું દોડી ગઇ, તેની છાતીમાંથી મેં છરી ખેંચી લીધી. અને હું એટલી તો બેધ્યાન બેભાન બની ગઈ કે તે છરી હાથમાં લઇનેજ હું ત્યાંથી નાઠી.

"મી○ ડોનનો જેટલો આભાર માનું તેટલો થોડો છે. એણે મને નામોશીમાંથી, ખુનના આરોપસર કોર્ટમાં ઉભી રહેવાની ગમખારી ભરી સ્થીતીથી બચાવી."

મીસ બલેક આટલું બોલીને થોભી; આગલા ગમખાર બનાવો તેણીને યાદ આવ્યા હશે માટે તેણી ચુપ રહી અને થોડીવાર દમ ખાવા લાગી.

મીસ મીડ ચુપ બેસીને સાંભળતી હતી અને હું પણ બારણા પાછળ છુપાઇને ઉભો રહી આ દુખભરી કહાણી ગમગીન જીગરથી સાંભળવા લાગ્યો.

# પ્રકરણ ૧૭ મું.

:o:

## નામ બાલ્રી દીધું.

સદાકાજ તેનું બાલી દીધું નામ,
તેની સાથ રહેવું મેં ધાર્યું હરામ.
દુખી મજ જીગરથી કહયા કલામ.
"જીંદગી ભરની આ છેલ્લી સલામ!"
દુખનો દંખ જીગરમાં જાગી રહયોછ,
દુખી કરવા પુઠે હજી લાગી રહયોછ.

થોડો વાર થોભવા પછી મીસ બલેક—ખરૂં બોલું તો મીસ ડડલી—અને ખરી અતંક કહું તો—મીસીસ ડેંટ આગળ બોલવા લાગી.

"ખુન થયું જોઇ, મારા ભાઇને મોતના તરફડયાં મારતો અને મરતો જોઈ હું નાઠી અને જે મકાન અમોએ ભાડે રાખ્યું હતું ત્યાં હું જઇ પુગી. મારાં બદનમાં શાદીનો પોશાક હતો જે મેં તોડી પીખીને કહાડી નાંખ્યો. મેં મારા પેરમેંટો મધેથી બીજાં કપડાં કહાડયાં અને તે મેં પહેડી લીધાં અને તે મકાન સદાને માટે છોડી જવાને હું તઇયાર થઇ તેટલાં બદમાશ જેસ્પર આવી લાગ્યો.

"જાણે કશું બન્યુંજ નહીં હોય તેમ તે હસ્તો નાચતો આવ્યો. ખુન કરવાં જેવાં પાપનો તેને કશો પસ્તાવો હતોજ નહીં તે મારી

આગળ આવીને બોલ્યો, 'ડીયર, તું ચાલી આવી તે પછી મેં તારા ભાઇની લાશને કબાટમાં છુપાવી. તેટલાં કોઇ માણસને મેં પોકાર કરતાં સાંભળ્યો. હું દાદર પરથી ગુપચુપ ઉતર્યો અને તે પોકાર કરનારો માણસ દાદર તરફ પીઠ કરીને ઉભો હતો તેટલાં તેની પીઠ પાછળથી તે મને નહીં જોય તેવી રીતે બહાર હું તો સટકી ગયો. તેટલાં કેટલાંક માણસો દોડતાં આવ્યાં અને તે દોડતાં આવેલાં માણસો માહેલો હુંબી એક હોતું તેમ તેમની સાથે હુંબી મકાનમાં દાખલ થયો અને બધો તમાશો જોયો. ચાલો પીડા પટી ગઇ.'

"તેના આવાં ધાટકી અને સંગ હદયંની સખત લાગણી સાથના બોલવાથી મને એટલો તો કચવાટ અને ધીકાર ઉપજયો કે મેં એક હરફબી કહયો નહીં. તેણે મને પાછું કહયું: 'હવે આપરે બેઉ મજાહ કરશું. તારા ભાઇની બધી દોલત તુંને મલશે અને તે દોલતની મોજ આપણે ધરડાં થશું ત્યાં સુધી ભોગવીશું.'

"મારાથી એક બોલ બોલાયો નહીં: 'ડડલીએ વીલ તો કીધુંજ હશે; તું ડીયર મરનારના સોલીસીટરો આગળ જજે ને તું કોણ છે તે જાહેર કરજે.

"ગુસ્સો દેખાડવાનું કે ખીજવાત બતાવવાનું મને સુજ્યુંજ નહીં. હું નાસીપાસ નીરાસ થઇ ગઇ હતી. હું તે વેળા ઘણીજ શાંત રહી અને તે આખી મુલાકાત દરમ્યાન મેં શાંતીજ જાળવી રાખી હતી તેની જયારે મને યાદ આવે છે ત્યારે હું પોતે તેથી અજબ થાતું છું. મેં શાંત અવાજે કહ્યું: "એવી આશા તું કદી રાખતોજ ના," તે

અજાણ થયો અને તેણે પુછ્યું; "એટલે? તું શું કહેવા માંગે છે? મને સમજ પડતી નથી."

"મેં જવાબ દીધો; 'તુંને સમજ નથી પડતી તો લે હું તુને સમજાવુંછ. હું મરનારની બેહેન છું એમ જાહેર થવાનીજ નહીં અને મરનારની પુંજી મેળવશ બી નહીં. તેણે પુછ્યું, "ત્યારે મરનારની મંગાવર દોલતનું શું થશે?" મેં કચવાઇને કહ્યું; "તે જહાનમમાં જાય; મને તેની સાથે શું કામ છે? હીરા જેવો ભાઇ ગયો તો પછી દોલતને શું આગ લગાડવાની છે?" તે તો મારો જવાબ સાંભળીને ફગલાઇ ગયો અને બોલ્યો; "પણ ત્યારે આપણ એ કરશું શું? હું જઇને જાહેર કરશ કે તું મરનારની બેહેન છે; મને કોણ અટકાવનાર છે?" મેં હજીબી શાંતપણેજ જવાબ દીધો; "ભલે જઇને જાહેર કરજે; જો તું એ જાહેર કરશે તો ખુન કોણે કર્યું તે હું જાહેર કરશ. જ્યાં સુધી તું મારૂં નામ ઠામ છુપું રાખશે ત્યાં સુધી તારૂં પાપ હું છુપું રાખશ—યાદ રાખજે—ખુદાના કસમ ખાઇને કહુંછ કે આએ મારા બોલમાં ફરક પડવાનો નથી."

"હવે તેણે મને જરા પટાવવા માંડી. તે બોલ્યો, 'પણ ડારલીંગ, તું ગાંડી છે. જો મરનારની દોલત તું નહીં મેળવશે તો આપણે ગુજારો કેમ ચલાવીશું? આપણે બેઉ જણા સુખ સગવડ ને મોજમાં કેમ રહીશું?"

"કેવો નીચ માણસ?" મેં ધીકકારથી કહ્યું. 'આવું ક્રુસુન કામ કરવા પછી તું મોજ અને સુખનો ખ્યાલ કેમ કરી શકેછ?

જે માણસનું તેં લોહી રેડયું તેની દોલત પર અયશ આરામ કરવાનો ખ્યાલ બી તુને કેમ આવતો હશે? તું એમ બી વીચારતો કેમ હશે કે તારી સંગતમાં હું એક ઘડીભર બી રહેવશ? તારી સોબત સાંધવાનું હું હરામ નહીં ગણુશ એવો વીચાર તું કેમ કરી શકતો હશે?"

"આએ મારા છેલ્લા સખુન સાંભળીને તે ડાચુ વકાશીને બારી તરફ જોવા લાગ્યો. પછી તે બોલ્યો. 'ત્યારે શું તું મારી સાથે રહેવા નથી માંગતી?' મેં જવાબ દીધો. 'નહીં—નહીં—એક હજારવ ખત નહીં. તારી સાથે રહેવાનું મારે મનસે હવે હરામ છે.' તે કડવાશથી હસીને બોલ્યો. 'ફકત એકજ દીવસ અગાઉ તું મને ચાહતી હતી અથવા તો તું મને ચાહતી હોય તેવો ખોટો દેખાવ કીધો હતો. ગઇ કાલેજ તું મારા પાસાગાં દબાતી હતી' હું તેની આગળથી હઠી ગઇ અને મેં જવાબ દીધો. 'ખરી વાત છે. તારા જેવા ચહેરાના માણસને મેં ચાહ્યો હતો પણ તે ચહેરાવાળા માણસના ગંભીર બદનમાં આવું કાળું કંગાળ હઇડું સમાયલું છે એમ હું જાણતી હતી નહીં. તે હઇડાંને જયારે હું ધીકકારવા માગું છું ત્યારે તે ચહેરા ઉપર હું ફીટકાર નાખુ છું, તે હવે ખીજવાયો અને બોલ્યો 'તું ઘણી સખત ભાષા વાપરે છે.' મેં કહયું; 'એક હીચકારાને માટે એ ભાષા નરમ છે.' તેણે હવે મને ધમકી આપવા માંડી અને કહયું' 'ધ્યાન રાખજે, ચેતીને ચાલજે, તું મારી ધણીઆણી છે. હું ચાહવશ તો તુંને મારી ધણીઆણી તરીકે મારી સાથે રહેવાની ફરજ પાડી શકશ.'

"મેં બી તેને પુરો જવાબ દઇ દીધો. 'ને તું બી સંભાળજે; તારાં જેવાં માણસની એક ધણીઆણીને રક્ષણ આપનારો બળવાન કાયદો હયાતી ભોગવે છે—એ યાદ રાખજે. જે બી મારૂં છે તે અમે તો લેજે પણ મારી મારફતે કાંઇબી મેળવવાની તું આશા રાખશે તો જરૂરજ નીરાશ થશે.' તે ખીજવાઇને બોલ્યો. 'જા જહા નમમાં જા. મને તારી સાથે કશું કામ નથી; મારે તો વેર લેવું હતું અને તેમાં હું ફતેહમદ ઉતર્યો એજ મને મોટો સંતોષ છે. મને પૈસાની જરૂર છે. જે તારી પાસે હોય તે મને આપી દે–ને પછી ચાલતી થા. આએ સામે રસ્તો–હું તને અટકાવવાનો નથી.'

"મેં મારા આંગળાંમાંથી વેડીંગ વીંગ કહાડીને તે ટેબલ પર મુકી અને ગજવામાં સહેજ નાની રકમ રાખીને સઘળા પૈસા કહાડી તે પણ ટેબલ પર મુકયા અને પછી હું ત્યાંથી પીઠ ફેરવી પાછું જોવા વના ચાલતી થઇ.

"હું ઘરમાંથી બહાર નીકળી અને પછી વીચાર કરવા લાગી કે કયાં જાવું ?"

# પ્રકરણ ૧૮ મું.

## ઠગાઇ કીધી—પણ તે શા કાજે ?

બદન હતું થાકેલુ–તન પરેશાન,
જીવ હતો બેચેન ને મન બી હેરાન,
દીલ હતું આર્જુદા, મગઝ બેધ્યાન
જીગરમાં જાગેલું ગમનું તોફાન,
જાણે કોણ અરે મગ્ર દુખની કહાણી !
બાતેનના ગમની વાત કોણે જાણી !

"મેં ધાર્યું કે કેડે બી કંઇ નોકરી ચાકરી મેળવી મારો ગુજારો હું ચલાવી શકીશ." મીસ બ્લેકે પોતાની હકીકત આગળ કહેવા માડી. "લગભગ પરોઢયું પડવા આવ્યું હતું અને મેં લંડનથી બનતાં સુધી દુર જવાનો ઠરાવ કીધો કારણ કે એક પુરૂષે યાને મી૦ ડોને મને જોઇ હતી અને રખેને લંડનમાં પાછી મને તે કેડે જોય અને ખુનના આરોપસર પકડાવે એવી મને ધાસ્તી હતી. લંડનથી દુર જવા હું ટ્રેનમાં બેઠી તેટલામાં મેં મારી પડોશના કંપાર્ટમેંટમાં વાત થતી સાંભળી. કંપાર્ટમેન્ટ વચેની ફરેકાર પતલાં લાકડાંની હતી અને એક માણસ જો બેઠક પર ઉભું થાય તો પડોશના કંપાર્ટમેંટમાં જોઇ શકાય તેટલી તે ફરેકાર નીચી હતી. પડોશમાં થતી વાત

સાંભળીને મને એક વીચાર સુઝયો અને તેથી હું મારી બેઠક ઉપર ઉભી થઇ અને પડોશના કંપાર્ટમેંટમાં મેં જોયું. મારા કંપાર્ટમેંટમાં હું એકલીજ હતી માટે મને આવી રીતે જોવાનો લાગ મળી ગયો. મેં જોયું કે પડોશના વીભાગમાં એક જવાન પુરૂષ બેઠેલો હતો અને તેની પડોશમાં એક જવાન જોબનવંતી ખુબસુરત છોકરી તેના પાસાંમા દબાઇને બેઠેલી હતી. તેઓને નીચે મુજબની વાત કરતાં મેં સાંભળ્યાં.

'પ્યારી ઇઠલ, આજે આપણી મુરાદ પુરી પુડી, આજે આપણા લગન થઇ ગયાં તેથી આપણુ ખુદાના ઘણાજ આભારી થયાં છીયે.' પેલો જવાન્યો બોલ્યો.

"હા—પણ હવે કેમ થશે? પેલી છોકરી જરા ચીંતાતુર બનીને બોલી. "બોલની જેક હવે કેમ થશે?"

"કેમ થશે એટલે શું! એટલી તું બીહીતી ધ્રુજતી કાંય હોશે? તુંને બીહવનું કારણ શું છે!"

"જે બાઇને ઘરે હું નોકરી જવાની હતી તે બાઇ મારી રાહ જોયા કરશે. તારે લીધે જેક, તારે લીધે મે આએ ગોઠવણ કબુલ રાખી.'

'તે બાઇને જણાવીશું કે આપણા લગન થઇ ગયાં છે અને હવે ચાકરીએ જવાની તારે માટે જરૂર રહી નથી. તેમ તે બાઇ જાણશે કે પછી ખલાસ.'

"મારા માતપીતા ખીજવાશે તો?"

'તો મનાવી લઇશું. હું પુરતું કમાઈ શકું છું અને મારી પાસે સારી પુંજી છે. પછી શું દરકાર?'

'પેલી બાઇને ખબર કેમ પડશે કે હું પરણી ગઇછ ને હવે નોકરી પર જવાની મારે માટે જરૂર રહી નથી, તે તો બીચારી અજાણીજ રહેશે.'

"નહીં અજાણી નહીં રહેશે. લે હું તુને કાગળ, એનવેલપ અને સ્ટાંપ આપુછ. તું તે તારી થનારી શેઠાણી ઉપર વીગતવાર કાગળ લખ અને બધો ખુલાશો તેમાં કર, હું તો ધારૂંછ કે તે બાઇ તારાં લગન થયલાં જાણીને વધારે ખુશ થશે.'

"તેઓ બંને તે પછી સ્ટેશન ઉપર ઉતર્યાં અને પેલી છોકરી સ્ટાંપ સાથનો કાગળ ટપાલમાં નાંખવાને સારૂ આમ તેમ જોવા લાગી. હું તે છોકરીની આગળ ગઇ અને મેં તેણીને પુછયું: 'તમારે ટપાલમાં કાગળ નાંખવો છે કે?" તે છોકરીએ કહયું: "હા—ટપાલનો થાભલો કયાં છે તે જરા દેખાડશો? મહેરબાની થશે," મેં જવાબ દીધો: "મને આપો, હું નાંખીશ. મારેબી કાગળો ટપાલમાં નાંખવાના છે,' તેણીએ મને કાગળ આપ્યો અને ઉખેડીને મેં વાંચ્યું.

"મને માલમ પડયું કે જે છોકરીએ મને કાગળ આપ્યો હતો તેણીનું નામ મીસ હર્સ્ટ હતું અને તેણી પોતાને ઘેરથી એવું કહીને નીકળી હતી કે મીસીસ નોર્થ નામની બાનુને ઘરે તેણીના છોકરાઓની ગવરનેસ તરીકે નોકરી બજાવવાને જાય છે પણ ખરેખર તો તેણી પોતાના આશક સાથે જુદેજ ઠેકાણે ગઇ હતી અને તેની સાથે

તેણીએ લગ્ન કર્યાં હતાં. મારે માટે તક હતી. મેં ઠગાઇ કરી હતી ખરી પણ મારો ગુજારો આબરૂ ઇજતથી ચલાવવાના અને જેની નોકરી બજાવું તેનું નીમકહલાલ કરવાના ઇરાદાથીજ મેં તે ઠગાઇ કીધી.

"એક નાનાં કોટેજમાં એક નાનું સંપીલું કુટુંબ રહેતું હતું. એક મોટાં માય પોતાની વડી બેટી મીસીસ નોર્થ સાથે અને તેણીના બાળકોની સાથે રહેતાં હતાં. બે બાળકો હતાં. હું તેમને ઘરે ગઇ અને તેઓ એવુંજ સમજ્યાં કે તેમને ઘરે નોકરી આવનારી મીસ હર્સ્ટ હું પોતે હતી. મીસ હર્સ્ટ તરીકે હું રહી અને મેં ત્યાં ઘણા સુંખી દીવસો ગુજાર્યા પણ તેટલાં તો મારી ઉપર સીતમ આવી પડયો. મીસીસ નોર્થ તો ખરેખર મી૦ ડોનની બેહેન થતી હતી. મી૦ ડોન ત્યાં આવ્યા, તેમણે મને જોઇ અને હું ખુની હતી એનો વીચાર તેવણના મનમાં બેસી ગયલો હતો માટે મને ત્યાંથી તેવણે હાંકી કહાડી."

હું આ સઘળું સાંભળતો ઉભોજ રહયો. બધી ખરીજ વાત મીસ બ્લેકે કહી સંભળાવી. પોતાની ઉપર ગુજરેલાં વીટંબણા ભાની વાત તે રૂપસુંદર છોકરીએ એવા ગમખાર અવાઝ સાથે કહી સંભળાવી કે મારી બેહેનને ઘરેથી તેણીને હાંકી કહાડવા માટે મને ખરેખર અતીશય પસ્તાવો થયો.

મારી સાથે પરણવાને મીસ બલેક ના પાડતી હતી તેનું કારણ અને તેમાં સમાયલો ભરમ હવે મને સમજાયો. તે ભરમ જાણ્યા પછી હું કેવો ગમખાર બન્યો હોવશ તે વીચારવાનું સહેલું થઇ પડશે. મીસ બલેક પરણેલી હતી અને તેબી કેવાં માણસ સાથે?

મને લાગ્યું કે તે બદમાશ માણુસ જે એવો દાવો કરતો હતો કે મીસ બર્લેક ઉપર તેનો પુરેપુરો કાબુ ચાલતો હતો તે દાવો કરવાનં તેને હક હતો.

પાપી, જુગારી, ઠગારો, ખુની—તે મારી માશુકનો, મારી પ્યારની પુટલીનો, મારી મહોબતની મુર્તીનો ખાવંદ!

———:o:———

## પ્રકરણ ૧૯ મું.

### મારાં ઘરની જડતી.

અને તો જીગરમાં છુપાવું તુંને.
હઇડામાં આંખોમાં સમાવું તુંને.
સનમ કાજ સર આપવા તઇયાર હું છું.
દીલબર કાજ દીલ દેનાર દીલદાર હું છું.

પાછલી રાતના ધીમેથી, મારા સુવાના ઓરડાનું બારણું ઠોકાયું અને મેં બારણું ઉઘાડયું ત્યારે મીસ મીડને મેં બારણા આગળ ઉભેલી જોઇ.

તેણી મારા આરડામાં ચાલી આવી અને બહુજ હલતે બોલી. "મી૦ ડોન તમારા ઘર આગળ પોલીસના માણુસો આવીને ઉભાં છે."

"પોલીસના માણસ!" મેં ગભરાતેમાં પુછ્યું.

"હા. બહાર કાંઇક સહેજ ગડબડ થતી મેં સાંભળી અને મે શરીર સહેજ ઉંચાડીને જોયું તો કેટલાંક માણસોને ભમતાં દીઠાં અને તેમની સાથે એક પારકો પુરૂષ-ભી છે. તેઓ ત્યાં હજી ઉભેલા છે. મીસ બ્લેકને પકડવાને સારૂં આએ પોલીસના માણસો આવ્યાં છે એમ હું જાણું છું. હવે આપણે કેમ કર્યે? એ લોક થોડા વખતમાં અંદર આવશે."

"ત્યારે મીસ બ્લેકનું કેમ?"

"તેજ હું તમોને પુછવા માંગું છું." મીસ મીડ બોલીઃ "એ ધ્રુજરી છોકરી છે અને એટલી તો નબલી થઇ ગઇ છે કે તેણીને પકડવામાં આવશે તો તેજ ઘડી ફાલ ખાઇને હબતથી મરી જશે. આપણે શું કર્યે?"

"તમોજ કાંઇ ઉપાય દેખાડોની?"

"તમારી ઘરડી ઘેરવાળી ઉપર તમો પુરતો વીશ્વાસ મુકી શકશો કે?"

"હા, પુરેપુરો."

"ત્યારે જાવો, દોડો; તે ઘરડીને કેહો કે તમારા ઓરડામાં એક છોકરી છે. તે ઘરવાળી તમારે માટે કાંઇભી ધારે કે કાંઇભી હલકું મન બાંધે તેનો વીચાર હમણાં કરવાનોજ નથી. ભલે તમારે માટે ખોટું વીચારી લે. આપુને તો આએ છોકરીને બચાવી લેવાનોજ ઉપાય કરવાનો છે. ઘરડીને કહેજો કે ગઇ રાતના કલબમાં કાં

ખટપટ થઇ અને તેનો વરઘોડો પોલીસે ચઢે તેવો મામલો છે અને કદાચ પોલીસ તમારા ઘરની જડતી લેવા આવશે અને તે વેળા આએ છોકરીને તમારા ઓરડામાં પોલીસ જોશે તો નાહેશી નીંદા ચાલશે. તેને કહો કે તે છોકરીને થોડોક વખત તેણીએ પોતાના ઓરડામાં રાખવી. તે પછી જે કરવાનું છે તે હું જોઇ લેવશ.

"મીસ બલેકને ઘરવાળીના ઓરડામાં કેમ લઇ જાવું?" મેં પુછ્યું.

"ઉંચકીને."

"તે જાગંશે તો!"

"તે જાગશેજ નહીં. તમો જાણો છો કે હું હમેશાં કલારોફામ સાથે રાખું છું. એ તેણીને સહેજ સુંઘાડશ તો બેભાણી જેવી ઉંઘમાં પડી રહેશે. તમો તેને જગાડયા વના આસાનીથી ઉંચકીને લઇ જઇ શકશો."

"વાઈ પછી! પોલીસના માણસો અહીં જડતી લેવા આવશે અને તમોને અહીં જોશે તો!"

"તો શું થશે! મને અહીં કે કોઇબી ઠેકાણે કોઇબી માણુસ જોય તેની મને શું દરકાર છે? મને કશું બી હીણું લાગવાનું નથી. જાઓ, જાઓ, દોડો. મોડું થઇ જાય તે અગાઉ સઘળું ઠીકઠાક કરી નાંખવાનું છે."

હું દોડયો, મારી ઘરવાળી મને જોઇને અજબ થઇ કારણકે તેણીના ઓરડામાં અગાઉ હું કદી બી ગયો હતો નહીં.

"કાંય? કાંય? મી૦ ડોન, તમે દોડતા આવ્યા?" તેણીએ પુછ્યું. "તમો મારા ઓરડામાં આજે પેહલાજ આવ્યા. પાંચ વરસ થયા તમો મારાં ઘરમાં ભાડુત તરીકે રહેલા છો પણ—"

મેં તેને વધુ બોલવા દીધીજ નહીં. વખત ખોહવાનો હતો નહીં અને તે ડીનું તાહેલું સાંભળવા હું તેણીનાં ઓરડામાં આવ્યો હતો નહીં. મેં મારી મતલબની વાત તેણીને કહી.

"અરે મી૦ ડોન—આએ વળી નવું શું?"

"લાંબી વાત નહીં જોઇએ. તે છોકરીને હું લાવું કે નહીં લાવું? તેણીને તમો થોડો વખત અહીં રાખશો કે નહીં રાખશો? મારી આબરૂ જાળવશો કે નહીં જાળવશો? જો એટલી મારી સેવા બજાવશો તો તેની મેહનતના પાંચ પાઉંડ હું આપીશ—બોલો— જવાબ દેવો."

"પણ જોવની મી૦ ડોન—"

"બીજી વાતજ નહીં. હા કે ના?"

"લઇ આવો, હું તેને રાખશ—પણ-"

વધુ સાંભળવા હું થોભ્યોજ નહીં.

હું પાછો ઉપર દોડયો અને મેં જોયું કે મીસ બલૈક સોફા ઉપર ભર ઊંઘમાં પડી હોય તેમ સુતેલી હતી. અને મીસ મીડ તેણીની આગળ ઉભેલી હતી,

"લગભગ એક કલાક સુધી એ જાગશે નહીં." મીસ મીડ બોલી. "પેલી ઘરડીને કહેજો કે દરરોજ સવારના જેમ ઘરના બારણા બારી ઉંઘાડે છે તેમ આજેબી ઉંઘાડે."

મીસ બલેકને ઉપાડીને હું સાંકડા દાદર પરથી મુશકેલીથી ઉતર્યો અને ઘરડી ઘરવાળીના ઓરડામાં હું તેણીને લઇ ગયો. તેણીને એક કોચ ઉપર મેં સુવાડી અને ઘરડીએ તેણીને બંદુશ ઓઢાડયું.

"હંમેશ મુજબ તમો બારણા બારી ઉંઘાડજો." મેં ઘરડીને કહયું. "કોઈ તમોને કાંઇ સવાલ પુછે તો શું જવાબ દેવો તેની તમોને સમજ આપવાની કાંઇ જરૂર નથી."

હું પાછો ફર્યો ત્યારે મેં જોયુ કે મીસ મીડ કામકાજમાં રોકાઇ ગયલી હતી.તેણીએ પોતાનો કલોક, હેટ, હાથના મોજાં વગેરે એક તરફ નાંખ્યાં હતાં. મારા ખાનગી ઓરડામાં આરસી સાંમે બેસીને તેણી પોતાના બાલ હોલવા લાગી. તેણીએ મને કહયું.

"બેસો. મારે તમોને કેટલીક વાત કહેવાની છે. મીસ બલેકને પકડવા પોલીસના માણસ આવશે કારણ કે મીસ બલેક અત્રે આવી છે એવી પોલીસને બાતમી મળેલી હોવી જોઇએ. મીસ બલેકને તમો હજી બી ખુની ધારો છો કે!"

"નહીં. ખરો ખુની તો તેણીનો ખાવંદ–પેલો મુજી જેસપર ડેંટ છે. હું બધું જાણું છું." મે કહયું

"અને તમો પોતે સઘળું જાણોછો એમ હું પણ જાણું છું." મીસ મીડ હસીને બોલી.

"તમો જાણો છો ? તે કેમ?" મેં અજબ થઇને પુછયું.

"મીસ બલેક બીચારી ભોળી છે અને છુપેથી ચીમાઇને એક માણસ સઘળું કદાચ સાંભળતો હશે એવો શક વઢીક તેણીના ખાલેશ નીર્દોષ મનમાં ઉપજયો હશે નહીં. પણ મારે માટે તેવું તમારે ધારવું નહીં."

"એટલે ?"

"એટલે, જીવને પુછો. તમો ચીમાઇને ઉભા અને તમોએ સઘળું સાંભલ્યું તે મેં જોયું, તેથીજ મેં મીસ બલેકને કબુલાત આપી હતી કે તેણી મને તેવી કાંઇ વાત કહેશે તે હુ મી૦ ડોનને કહેવશ નહીં. હું તમોને સઘળી વાત શા માટે કહું ? મને તે કહેવાની જરૂરજ શું છે ? તમોએ તો સઘળું સાંભળ્યું ત્યારે કબુલાત આપવામાં મારૂં ગયું શું ?" મીસ મીડે મને કહયું અને આ ચબરાક ચંચલ છોકરીની આવી ચતુરાઇ જોઇ હું હેરત થયો.

દરરોજના ધારા મુજબ મારી ઘરવાળીએ સવારના બારણાં ઉઘાડયાં તથા મારા ઓરડાની બારીઓ પણ તેણીએ ખુલ્લી કીધી. હું અને મીસ મીડ મારા સુવાના ઓરડામાં વાત કરતાં હતાં તેટલાં કોઇ માણસને મારી ઘરવાળી તરડાઇને જવાબ દેતી હતી એવું અમોએ સાંભળ્યું.

થોડા વખતમાં મારી ઘરવાળી મારા શીટીંગ રૂમમાં દાખલ થઇ અને સુવાના ઓરડાનું બારણું ઠોકીને બોલી; "કોઇ તમોને મળવા આવ્યું છે. બહાર આવશો ?"

"હા-પાંચ મીનીટમાં બહાર આવું છું."

પાંચ મીનીટમાં હું બહાર નીકળ્યો અને સીટીંગ રૂમનું બારણું મેં ઉઘાડયું. એક માણસ ઓરડામાં દાખલ થયો અને મેં તેને તરતજ પીછાણ્યો કે જે જાસુસ મારી પુઠેપુઠ ભટકતો હતો તેજ તે હતો. તેની પાછળ બીજાં બે માણસો હતાં જેમાં એક તો ખુનવાળાં ઘરનો ભાડુત હતો કે જે ભાડુતે પોલીસને જણાવ્યું હતું કે તે જે દીવસે બહારગામ ગયો હતો તે દીવસે સુફેદ પોશાક પહેરેલી એક સ્ત્રીને અને એક મરદને તે ઘરમાં દાખલ થતાં તેણે જોયાં હતાં કે જે સ્ત્રીનો ચહેરો એવો તો ખુબસુરત અને મનમોહન હતો કે તેણે તે ટીકાટીકીને જોયો હતો અને તે ચહેરો તે ફરીથી જોય તો પીછાણ્યા વના રહે નહીં.

જાણે મને અજાયબી અને ધભરાત ઉપજ્યો હોય તેવો દેખાવ કરીને મેં તે ત્રણ માણસો તરફ જોયું. વળી મેં બારી વાટે નજર ફેંકી તો બે માણસો બહાર ચોકી પાહરાપર ઉભેલા હોય એવું મને માલમ પડયું. પોલીસે આટલી બધી ગોકાસી રાખીને તપાસ ચલાવી હતી તે જોઇને હું ખુશી થયો.

"આવી રીતે મારાં મકાનમાં એકદમ દાખલ થવાનું કાંઇ કારણ?" મેં કાંઇક ગુસ્સે થવાનો દેખાવ કરીને પુછ્યું.

તેઓ માહેલો એક માણસ મારી નજદીક આવ્યો.

તે બોલ્યોઃ "માફ કરજો સાહેબ, પણ અમારે તો તમારા ઓરડા માહેલી બાનુને જોવી છે. જરા દેખાડશો?"

મેં ધ્યાન ઠેકાણેજ રાખ્યું હતું માટે જાણે મને ચીંતા ઉપજી હોય અને હું કાંઇક નરવસ બન્યો હોવું તેવો દેખાવ કરીને મેં મારા સુવાના ઓરડાના બારણા તરફ જોયું અને તે મારી હાલત જોઇને પોતે કાંઇક ચેતી ગયો હોય તેવો દેખાવ પોલીસના પેલાં માણસે કર્યો.

"તમારૂં કહેવું હું બરાબર સમજી શકતો નથી." મેં કહ્યું. "મારા મકાનમાં વળી બાનુ કયાંથી આવી લાગી?"

પેલાં સઘળાં માણસો સહેજ હસ્યાં. મારા ઘભરાતથી તેઓ મનમાં મોજ લેતા હતા એમ મેં જોયું. મને વધારે ઘભરાટ ઉપજ્ન થવામાં તેમને વધારે મજાહ મલતી હતી.

"બાનુ કયાંથી આવી તે તો તમો જાણો; અને તે બાનુને જોવા પછી અમોબી કદાચ જાણીશું." તે માણસે ટકોરમાં જવાબ દીધો; "કુદરતી રીતે તે બાઇને અમારી સમક્ષ હાજર કરવાને તમો શરમાતા હશો. પણ હાલના સંજોગ વચ્ચે શરમાતું જોઇતું નથી. તે બાનુને જોવી, તેણીને ઓળખવી અને તેણીને પકડવી એવી ધારણાથી અમો અત્રે આવ્યા છીએ અને અમારી પાસે તે માટેનું વારંટ છે."

"વારંટ છે?"

"હા-આએ રહ્યું--જોનો." તેણે પોતાના ગજવામાંથી વારંટનો દસ્તાવેજ કહાડીને મને દેખાડયો. "કદાચ મારી વાત સાંભળીને તમો બેચેન બન્યા હશો પણ બાવીશમાં નંબરવાળાં મકાનમાં જે ખુન

થયુ હતું તેના સંબંધમાં આએ બાનુ કાંઇક અટોવાયલી છે
શક ઉપજ્યો છે. તમારી ઉપર અમોએ કેટલોક વખત થયો દેખ
રાખી હતી અને જાસુસી ચલાવી હતી અને તે બાઇને
શોધી કહાડવાની કોશેશ કરી હતી. આએ ગ્રહસ્થ" પેલા બાનુ ત
આંગળી કરી કહ્યું. "તે બાનુને ઓળખે છે અને એવણ ખાતરી
જણાવે છે કે તે બાનુ ગઇ રાતના તમારાં મકાનમાં દાખલ
હતી. એવણે તે બાનુને દાખલ થતાં જોઇ હતી. હવે ખટપટ
વામાં કશો લાભ થવાનો નથી. તમારે ખાતર તથા તે બાનુને ખા
હું કહું છું કે અમોને અમારી ફરજ ગુપચુપ બજાવવા દેજો."

તે માણસ મારા ઓરડા તરફ જવા લાગ્યો. મીસ મીડની અ
રૂનો અને તેમજ મારી પોતાની ઇજતનો મને ખ્યાલ આવ્યો.
એ જડતીના બનાવની સઘળી વીગત આવતી કાલના પેપરોમાં
છપાય તો સઉ કોઇ મારે માટે શું ધારે? તેને આગળ વધતો
કાવવાને મેં મારો હાથ આડો કીધો.

"સાહેબ, અમોને જબરદસ્તીથી જોર વાપડવાની ફરજ
પાડશો નહીં એવી મને આશા છે." તેણે ઠરાવથી કહ્યું.

નાસીપાસ નીરાસ થઇ ગયો હોવું તેનો દેખાવ કરીને હું
ગયો અને તે માણસે જઇને મારા સુવાના ઓરડાનું બારણું ઠો
ઘડી ભર પછી માહેથી અવાઝ આવ્યો કે "અંદર-આવો."

ઓરડાનું બારણું ઉઘડયું. મીસ મીડ આરસી સામે ખુરશ
બેસીને પોતાના બાલ સમા કરતી હતી. તેણીએ માથું ફેર

ઓ તરફ જોયું અને પોતાના મોટા લાંબા બાલનો ભરાવદાર જથો બાજુએ ખસેડી અમારી તરફ નજર કીધી. અને પછી તેણી મ મારીને ઉભી થઇ. બહુજ ગુસ્સે થઇ હોય અને ખીજવાઇ તેવો દેખાવ કરી પોતાનો પગ જમીનપર ઠોકીને તે બોલી.

"એ આસે શું ! એ લોક કોણ છે ? શું માંગેછ ?"

મેં જોયું કે તેણી ઘણું સરસ એકટીંગ દેખાડતી હતી. મને આએ સઘળું જોઇને ઘણી રમુજ ઉપજી અને પેલાઓનો કેવો ાં થશે તેનો ખ્યાલ કરીને મનમાં હું ગમત લેવા લાગ્યો.

જે માણસે મારી સાથે પહેલી વાત કરી તે બોલ્યો. "બાઇ સાહેબ માને એકાએક અગવડ કરવી પડે છે તેથી હું ઘણોજ દલગીર છું; પણ—"

પણ આ વેળા પેલો બાડુન તે માણસ આગળ ધસી ગયો ને તેના કાનમાં લાગીને બોલ્યો. "અરે એ નહીં; એ નહીં; મારી ઇ ભુલ થયલી લાગે છે. મારી ભુલ કેમ થઇ તેની મને સમજ ડતી નથી. એ તે બાનુ નહીં. કદાચ અંધારાંમાં મેં બરાબર જોઇ ડાં હશે તેથી ભુલ કીધેલી. માફ કરજો બાઇ સાહેબ ખરેખર મારી ભુલ થઇ—"

"ચાલો, એવા ઢોંગ ધતુરા કરવાનું છોડી દેવો." મીસ મીડ ાલી; "તમો અહીં શું કરવા આવ્યા તે જાણવાથી મને કશી રૂર નથી. બારણું બંધ કરો; બેશરમ જેવા ખાનગી ઓરડામાં ર કારણે બેધડક ચાલી આવોછ અને પછી માફ માંગોછ. એવો લમ તે કેમ ખમાય ?"

તેઓ સઘળા હઠયા અને બારણું તરત બંધ થયું.

મેં કાંઇ ગુસ્સાનો દેખાવ કરીને કહયું; "ખરેખર આએ એક જુલમાત જેવું છે. મારા મકાનમાં તમો જબરદસ્તીથી દાખલ થયા છો અને મારા મીત્રો તમોએ અપમાન કર્યું છે. જો આ સઘળી બાબતના હેવાલ વર્તમાન પત્રોમાં છપાશે તો મને ઘણુંજ નુકસાન થશે. તમો સઘળાઓએ મને કબુલાત આપવી જોઇશે કે આ બનાવનો હેવાલ છાપામાં પ્રગટ થવા પામશે નહીં. અગર નહી તો હું—'

"નહીં સાહેબ—કશોબી હેવાલ પ્રગટ થશેજ નહીં." પેલો પોલીસનો માણસ બોલ્યો. "જો એ હેવાલ છાપામાં છપાય તો ઉલ્લનો અમારો હુર્યો થાય." પછી તેણે પેલા બાહુત તરફ ફરીને કહયું. "મારા સાહેબ તમે બી ખરેખરા મુર્ખ છો કે અમોને બધાને ગધેડા બનાવ્યા."

તેઓ સઘળા ગયા અને મેં બારી વાટે જોયું કે તેઓ સઘળા પોત પોતામાં એ વાત કરતા રવાના થયા હતા. મીસ મીડ પોતાના કપડાં પહેરીને સીટીંગ રૂમમાં આવી. તેણીએ પુછયું.

"તેઓ ગયા કે?"

"હા. બધા રવાના થયા. હવે મીસ બલેકને કોઇબી રીતે અહીંથી રવાના કરવી જોઇયે." મેં કહયું.

"અલબત-એમ કરવુંજ જોઇયે,"

"પણ એને મોકલું કયાં?"

"એને સલામતી સાથે રાખી શકાય તેવી શું કોઇબી જગા નથી ? કોઇ તમારી સગી વહાલી, બેહન, ભાઇ કોઇ નથી કે જ્યાં તમો એને મોકલી શકો ?"

"મારી એક બેહેન છે.'

"બસ ત્યારે; તેને ઘરે એને મોકલી દેવો. તમારી બેહેન ઉપર તમો કાગળ લખજો કે આએ છોકરીને તમો ચાહો છો અને તેની સાથે તમો પરણવાના છો."

"તમો ભુલો છો મીસ મીડ—એ બીચારી તો જીંદગીના છેડા સુધી પેલા બુઢ્ઢા સાથે જોડાયલી છે.

વીચીત્ર પ્રકારનો ફેરફાર તેણીના ચહેરા ઉપર થયો. તેણીના બન્ને હાથની મુઠી વળતાં મેં જોઇ; તેણીના દાંત ઘડીભર કચકચયા અને બદન આખું ધ્રુજી રહયું.

"ખાવંદના મરણથી બાયડીનો છુટકારો થતો મેં ઘણીવાર જોયો છે. વખત ખોહવાનો નથી. લખો, તમારી બેહેન જોગો કાગળ ઉતાવળે લખી કહાડો." તેણીએ મને કહયું.

મેં તેણીના બન્ને હાથ મારા હાથમાં પકડયા અને તેણીની આંખો તરફ ટીકીને જોઇને મેં પુછયું.

"ખુન કરવાની તમારી ધારણા છે કે—મીસ મીડ ? નહીં નહીં એવો વીચાર કદીબી કરશો ના. એને સજા કરવાનું કામ માણસ જાતનું નથી-પરવરદેગારનું છે. શું ખુદા એને સજા કર્યા વના છોડશે ! સજા તો એને પુગવાનીજ. મને કબુલાત આપો કે તમો

એવું કાંઇ કરશો નહીં. કબુલાત જો નહીં આપશો તો, એ ગમે તેવો હીચકારો ધાટકી ખુની છે છતાં હું એને અગાઉથી ચેતવણી આપશ."

"હું એનું ખુન કરવાની નથી. એનું મોત ફાંસીના લાકડાં પર છે." તેણીએ ધીકાર સાથે કહયું, "જો એને હું મારી નાંખવા માંગતે તો અત્યાર સુધી થોભનેબી કે! એને હું તે દહાડે અહીંજ ગોળી મારીને ઠાર કરતે—પણ નહીં, તેવી રીતે મરવાને એ સરજાયો નથી."

હું પાછો નીચે ગયો અને મીસ બ્લેકને પાછી ઉંચકીને ઉપર લઇ આવ્યો. હજી તેણી ઉંઘમાં હતી–ઉંઘ જેવી બેભાણીમાંજ હતી.

"સોફા પર એને સુવાડો." મીસ મીડ બોલી. "હવે એ સાવધ થવા લાગી છે. બારણું બંધ કરો. હવે તમે પાસેના ઓરડામાં જાઓ અને તમારી બેહેન જોગો કાગળ લખો. હું એને કહેવશ કે તમો સઘળું જાણો છો કારણ કે તમોએ છુપાઇને સઘળું સાંભળ્યું છે. હમણાં બનેલા બનાવ વીષે બી હું એને કહેવશ, હું તમોને બોલાવું ત્યારેજ આવજો-ત્યાં સુધી આવતાજ ના—એ ભુખી થઇ હશે માટે એને નાશતો બી આપવાનો છે."

નાશતાની તઇયારી મારી ઘરવાળીએ અગાઉથી કરી મુકેલી હતી. હું સુવાના ઓરડામાં ગયો અને મારી બેહેન જોગો કાગળ લખવા બેઠો. શું લખું? ત્યાં તો આએ છોકરી ઠગાઇ કરી આવેલી. તેઓ એને પાછી રાખશે? એ પાછી ત્યાં કેમ જશે? પણ તેટલાં

મને એક વાત યાદ આવી. મીસ બ્લેક મારી બહેનના ઘરમાંથી ગઇ હતી અને તે પછી બેલ નામનું જોડું મારી બેહેનને મળવા આવ્યું હતું તથા મીસ બ્લેક ઠગાઇ કરી ગઇ હતી તે મારી બેહેને જાણ્યું હતું જે વાત કરવાને મારી બેહેન પોતાને ઘરથી છેક મારે મકાને એક વાર આવી હતી. તે વેળા મારી બેહેન મીસ બ્લેક માટે બોલી હતી કે ઠગારી હોય કે નહીં હોય પણ જો એ પાછી આવે તો જરા રતી ઠપકો દઇ શીખામણ દઇ પાછી નોકરીએ રાખુ જો-એ મને ઘણીજ ગમતી હતી. બીચારી કેવી નીર્દોષ ભલી હતી." મારા બેહેનના તે બોલો મને યાદ આવ્યાથી મને હીંમત પણ આવી અને મેં નીચલો કાગળ લખી કહાડયો:—

"મારી વહાલી બહેન મોડ.

આજે મીસ બલેક તમારે ઘરે પાછી આવે છે, ખરૂં માનજો બેહેન એ ઠગારી નથી પણ ઘણીજ ભલી અને પુરેપુરી નીર્દોષ છે. તમો એનાથી ઘણાજ રાજી થયાં છો અને એ તમારે ઘરે સુખી હતી એમ કહેતી હતી. એને રાખજો. આવીને બધો ખુલાસો કરશ. એને કાંઇબી ઠપકો આપતા ના. જો તમો મને ખરેખર ચાહતાં હોવો તો મીસ બલેકને બધી સગવડ કરી આપજો-હું તમારો ઘણોજ આભારી થવશ. હાલ તરત હું વધારે લખી શકતો નથી-તમારો હેતવંતો ભાઇ **સ્ટુઆર્ટ ડાન.**"

સીટીંગ રૂમમાં ને બને છોકરીઓ નાશતો લેતાં વાત કરતી હતી. થોડા વખતમાં મીસ મીડ મને બોલાવવા આવી.

હું ઓરડામાં દાખલ થયો અને મીસ બલેકે મને પોતાનો હાથ આપ્યો અને તેણી મધુરતાથી હસી તથા લજવાઇ ગઇ અને તેણીના ચહેરા પર ખુશનુમા રતાશ ફરી વળ્યો.

"તમો મારી ઉપર વીસવાસ મુકને અને મને તમો સઘળું અગાઉથી કહી દેને એવું હું ઇચ્છું છું." હું તેણીની પડોશમાં બેસીને બોલ્યો:–"તમોએ ખરી વાત કાંય નહીં જાહેર કીધી ?"

"ખુદાનો મને ડર છે. એક ધણીઆણીએ પોતાના ગમે તેવા બુરા બદઆશ ખુની-ખાવીંદ સામે પણ જુબાની આપવી નહીં અને ખાવંદને સહેજબી ઇજા થાય તેવું કરવું નહીં એવું મને પેરીસમાં મારા ગુરૂએ અને જોગણે શીખવ્યું હતું. હું તેમના શીક્ષણ મુજબ ચાલી છું અને તેમ ચાલતાં, ખુદા માલુમ, મને કેવું ઝબુન દુખ ખમવું પડયું છે."

"એ તમારો ખાવંદ છેજ નહીં." મેં કહયું. "હું વકીલબારીસ્ટર તો નથીજ પણ સાદી સમજથી હું—"

"હાલ તરત એ વાત માંડી વાળો મી૦ ડોન" મીસ મીડ વચે બોલી: "હમણ એવાં તાહેલાં કરવાનો વખત નથી. વખત વેળાએ તે સઘળું થઇ રહેશે. હમણા તો મીસ બલેકને કોઇ સલામતીભરી જગાએ મોકલવાનીજ બાબત પર ધ્યાન આપવાનું છે."

મારી બેહેનને ઘરે જવાને પહેલાં તો મીસ બલેકે સાફ નાજ પાડી પણ મેં તેણીને સમજાવી અને બહુજ મુશકેલીથી મેં તેણીને કબુલ કરાવ્યું. એક ગાડીમાં મેં તેણીને બેસાડીને મારી બેહેનને ઘરે રવાના કીધી અને મારી બેહેન જોગો કાગળ મેં તેણીને આપ્યો.

ત્યારબાદ થોડે વખતે મીસ મોડ પણ મારે ઘરથી રવાના થઇ. તે વેળા બપોર પડવા આવી હતી માટે હું ઉતાવળે મારી આફીસમાં ગયો અને ત્યાંનું સઘળું કામકાજ ઉતાવલે આટોપી નાંખ્યું. સાંજ પડવા આવી ત્યારે મારી બેહેન તરફથી મને એક ચીઠી મળી જે નીચે મુજબ હતી:

"વાહલા ભાઇ સ્તુઆર્ટ—તારી ઘણીજ મહેરબાની થઇ કે મીસ બલેકને તેં અમારે ઘરે મોકલી. અમો ઘણાજ ખુશી થયાં છીએ અને મારાં છોકરાંઓ તો નાચ કુદમાં પડયાં છે. મારો જોર્જ જરા શંકાસીલ બન્યો પણ મેં તારો કાગળ તેને આપ્યો ત્યારે તે ભરમમાં બોલ્યો કે 'કાંઇ ગોટાળો છે.' ને પછી મારા માટીએ વળી ટકોરમાં કહયું કે "સ્તુઆર્ટના ઘરમાં ભમતા ભુત મામા પાછા આવ્યા અને હવે એ ભુત સાથના સ્તુઆર્ટના લગનની તઇયારી કરવી પડશે." ભાઇ તું જરૂર આવજે.

લી० તારી હેતવંતી બહેન મોડ."

સાંજ પસાર થઇ ગઇ અને રાત પડવા આવી. હું મારે મકાને જઈ, કપડાં બદલી સપાટામાં તઇયાર થઇ ગયો અને મારી બેહેનના ઘર તરફ મેં ચાલુ મુકયું. મારૂં જીગર તે વેળા ધડકતું હતું. પણ એકજ ખ્યાલથી મને નાસીપાસી ઉપજતી હતી કે મારી પ્યારની પુટલી તો એક બદમાશ સાથે જીંદગીના છેડા સુધી જોડાયલી હતી.



# પ્રકરણ ૨૦ મું.

## છુટકારો.

જીંદગી ખુદ પાપોમાં ગુઝારી તેં,
નેકીને સદા કાળ વીસારી તેં,
કીનાની ચહડાવી ખુમારી તેં,
જુલમાત સાથ ચલાવી સરદારી તેં,
આખરે તારાજીમાં થયો મુગો,
લાયક તુંજ સજાને આખર પુગો.

હું મારી બેહેનને ઘરે જવાને ટ્રેનમાં બેઠો. મને ટ્રેનમાં પોણા કલાકની મુસાફરી કરવાની હતી અને તે દરમ્યાન મારાં મનમાંથી દુખ ઉપજાવનારા ખ્યાલોને દુર રાખવા કાજે મેં એક સાંજે પ્રગટ થતાં પેપરનો અંક વેચાનો લીધો અને તેના પાના ફેરવી જુદી જુદી બાબતોના મથાળાં જોવા માંડયાં. એક બાબતનું મથાળું મેં નીચે મુજબ વાંચ્યું:

# આજે બનેલો ત્રાશદાયક બનાવ.

## એક છોકરીપર થયલો ખુની હુમલો-તે છોકરીએ જાતી બચાવમાં ખુનીને ઠાર મારી નાખ્યો.

આએ મથાળું જોયા પછી મેં પાછું પાનું ફેરવવા માંડ્યું તેટલાં તે મથાળાં હેઠળના લખાણમાં 'મીસ મીડ' એવાં એક નામ તરફ મારી નજર પડી અને હું ચોંક્યો. એ વળી શું ? મેં તરતજ તે આખી બાબત નીચે મુજબ ધડકતી છાતી સાથે વાંચીઃ—

આજે બપોરના એક ત્રાશદાયક બનાવ એક ઘરમાં બન્યો હતો. જેસ્પર ડેંટ નામના એક પુરૂષ સામે ખોટી સહી કરવાનો આરોપ હતો જેની તપાસ કરવા અને બાતમી મેળવવા ડીટેકટીવ ખાતાનો ઓફીસર મી૦ શ્રીનઉડ તે પુરૂષને ઘરે છુપેથી ગયો હતો. તે ડીટેક્ટીવને છુપેથી આવતાં જેસ્પરે જોયો અને તેની પીઠ પાછળ જઈ તેના માથાના પાછલા તાલકાં ઉપર એક લાકડીનો ફટકો જોરથી લગાવ્યો જેથી તે ડીટેકટીવ બેહોશ થઇ જમીન પર પડયો. જેસ્પરે તરતજ તે ડીટેકટીવના હાથ પગ બાંધ્યા અને તેના મ્હોડાંમાં ડુચો ખોસ્યો અને તેને એક ખુણામાં નાંખ્યો અને નાસી જવાને માટે તઇયારી કરવા માંડી.

ડીટેકટીવ થોડા વખતમાં સાવધ થયો પણ હાથ પગ બાંધેલા હોવાથી હીલચાલ કરી શકયો નહીં અને મ્હોડે ડુચો હોવાથી બોલી શકયો

નહી. પણ આંખ ખુલ્લી હોવાથી ઓરડામાં બનતા બનાવ તે ખુલ્લા જોઇ શકયો. જે દેખાવ અને બનાવ તેણે જોયા હતા તથા જે કાંઇ તેણે સાંભળ્યું હતું તેનો હેવાલ તે ડીટેકટીવ નીચે મુજબ આપે છેઃ—

"જ્યારે હું સાવધ થયો ત્યારે મેં જોયું કે જેસ્પર પોતાના કપડાં એક કોહળામાં સીંચતો હતો પણ તેટલાં ઓરડાનું બારણું ઠોકાયું. જેસ્પરે ઓરડાનું બારણું સહેજ ઉઘાડયું અને બહાર કોણ હતું તે તેણે જોયું અને પછી બારણું વધારે ઉઘાડી તેણે તે બહાર ઉભેલાં માણસને ઓરડામાં લીધું. તે એક સ્ત્રી હતી.

"જેસ્પરે તે સ્ત્રીને કહયું. 'ઓહો બાઇ સાહેબ, તમો કયાંથી આવી લાગ્યાં! મારા જેવા ગરીબને કાંઇ યાદ કીધો! આજે એ શુ સુઝ પડયું?" ને સ્ત્રીએ જવાબ દીધો. 'લાંબે વખતે તારી મુલાકાત લેવાનું મને મન થઇ આવ્યું.'

"જેસ્પરે સવાલ કર્યો. 'પણ તુંને મારા મકાનની નીશાની કોણે આપી?'

"તે છોકરીએ જવાબ દીધો. 'જે કોશેષ કરે તેને મહેનતનું ફળ મળે. વારૂ હું એમ પુછું કે તમારાં ધણીઆણી કેમ છે?' આ સાંભળી જેસ્પર જરા ચોંકયો પણ પછી બોલ્યો, 'મને ખબર નથી. ગઇ રાતે હું તેને મળવા ગયો હતો પણ તે તો મને ઉડાવીને નાસી ગઇ પણ પાછી એને હું શોધી કહાડશ.'

"પેલી છોકરી બે ત્રણ પળ ચુપ રહી અને પછી બોલી; 'શાબાશ જેસપર તેં વેર તો સખત લીધું. ડડલીને તેં ઠાર માર્યો

તેથી મને ઘણી ખુશાલી ઉપજેછ. એ ડડલી મને ચાહતો હતો પણ પોતાના વસ્યતનામા મારફતે એક પેની બી મને આપી ગયો નથી તેથી મને એની ઉપર ઘણો કહેર છુટેછ.'

"જેસ્પરે જવાબ દીધો. 'તું આસ્તે બોલ. ડડલીને મેં મારી નાંખ્યો તે કોઇ જાણતું નથી. ફકત તેની બેહન જાણેછ પણ તે તો મારી ધણીઆણી થાય માટે તે એ વાત જાહેર કરવાની નથી. મને જે ચીંતા છે તે ફકત એકજ માણસની-પેલા ડોનની.'

"પેલી છોકરી બોલી. 'ડોન સઘળું જાણી ચુકેલો છે અને હવે તું હુશીઆરીમાં રહેજે. ફાંસીનું દોરડું તારાં ગળાંની આસપાસ પડે એવો મામલો છે. બધું તારે કાજ રંધાઇ રહયું છે.'

"જેસ્પરે તુછકારથી કહયું. 'છન ! મને શું બીદવાનું છે ? મેં ખુન કીધું તેનો શાક્ષી કોણ છે ?"

"તે છોકરી બોલી. 'પણ તેં મારી આગળ હમણાંજ એકરાર કીધોછ. હું શાક્ષી આપશ. સાંભળ ઓ બદજાદ બેગરતન ફફર તેં મને ખુવાર કીધી. ડડલી ઉપર વેર લેવા કાજે તેં મારૂં નખ્ખાદ વાળયું, આજે હુ સંસારથી વીખુટી પડી છું, પ્રમાણીક માણસ મને ધીકારે છે. હું દુનીઆંથી ઉખડી ગઇ છું તે તારા જુલમાતથી તો પછી હું વેર નહીં લેવશ. ?

"જેસ્પર કશું બોલ્યોજ નહીં પણ તેણે પોતાના કોકલામાંથી એક મોટી છરી કહાડી અને તે છુપેથી પોતાના હાથમાં રાખી. તે ધીમે કદમે તે છોકરીની પાસે ગયો અને તેણીના ખભાંપર હાથ મુકવાની

તેણે કોશેશ કીધી પણ તે છોકરી હઠી ગઇ. જેસ્પર ઝનુનથી બોલ્યો "તું જીવશે તો જુબાની આપશે કે ?' અને એમ બોલી તેણે પોતાના હાથમાંની છરી તે છોકરીની છાતીમાં મારી. તે છોકરી જમીન પર પટકાઇ પડી અને તરફડવા લાગી. જેસ્પર તે જોઇને બોલ્યોઃ 'હજી તું જીવે છે કે ? એકજ જખમ તારે માટે પુરતો નથી—તો લે આએ બીજો અને ચાલતી થા દોઝખ તરફ."

"જેસ્પર છરી સાથનો હાથ ઉપાડી તેણીની તરફ ધસ્યો પણ તે બે પગલાં ભરે તે અગાઉ તો તે જમીન પર પડેલી છોકરીએ એક રીવોલવર છોડી જેની ગોળી આબાદ જેસ્પરના કપાળમાં પેઠી, જેસ્પરનું ટાલકું ફાટી ગયું અને તે મુરદુ થઇ જમીન પર પડ્યો. પીસ્તોલનો ધડાકો સાંભળી ભર ભાડુતો દોડી આવ્યાં; બારણું બંધ હતું તે તેઓએ ભાંજીને ઉઘાડયું; ને (બાંધેલા ડીટેકટીવને) છુટો કીધો અને પેલી છોકરી કે જેણીનું નામ મીસ મીડ તરીકે જણાયું છે તેણીના જખમ ઉપર તુરતા તુરત પાટાં બાંધી હોસ્પીટલમાં રવાના કરવામાં આવી.'

* * *

ઉપલી ખબર વાંચીને મને ખુશાલી ઉપજી; તેમ દલગીરી બી ઉપજી અને તેમ વળી ચીંતા પણ ઉત્પન્ન થઇ. ખુશાલી ઉપજી તેનું કારણ એ કે ડેંટ માર્યો ગયલો હોવાથી મીસ બલેક જીંદગી ભરની જુસરીમાંથી છુટકારો મેળવી શકી હતી એમ મેં જોયું; મને દલગીરી એ માટે ઉપજી કે મીસ મીડે આખરે આવી નાહાની કરીને ખરેખર એક ખુન કર્યું હતું અને ચીંતા એ કારણે ઉત્પન્ન થઇ કે

મીસ મીડ જખમી થયલી હતી અને તેણીનો જખમ રખેને પ્રાણ-ઘાતક નીવડે એવી મને ધારતી હતી.

એક આખા દહાડામાં–૨૪ કલાક દરમ્યાન કેવા બનાવો અકેક પછી બની ગયા ? મીસ બલેક–યાને હવે તેણીને તેણીના બાપીકા નામથી ઓળખતું તો—મીસ મેરી ડડલીના સઘળા ભેદ ભરમની વાત હું જાણી શકયો અને તેણીને પરણવાની એકવાર મેં પુરેપુરી આશા છોડી પણ ૨૪ કલાક પુરા થાય તે અગાઉ તો તે આશા નવેસરથી, જરૂરજ તે ફળશે એવી ખાતરી સાથે સજીવન થઇ.

હું મારી બેહેનને ઘરે જઇ લાગ્યો. મારાં માયજીએ અને મારાં બેહેને મને હરખ ભર્યો આવકાર દીધો. સારાં નસીબે જોર્જ પણ હાજર હતો. મેં પુછ્યું તો જણાયું કે મીસ બલેક થાકેલી હતી માટે સકાળેથી જમીને ઉંઘાઇ ગઇ હતી.

———:o:———

# પ્રકરણ ૨૧ મું.

## ખુશનસીબી.

શુકર છે ખુદાના હજારો હજાર,
મુરાદ આય પડી આખરે પાર,
મળી છે ધારેલી મોહબતી નાર,
થયું છે ખુલું આય સુખોનું દ્વાર.
મદદે આવ્યો તે રહેમી રહેમાન,
મુશ્કેલ હમારી બસ થઇ છે આસાન.

મારી બેહેને મને પુછ્યું, 'પણ ભાઇ એ ગડબડ ગોટાલો છે શું? આએ છોકરીનું નામ તો અમે મીસ હન્ટ તરીકે જાણતા હતાં પણ પછી ખરી હરટ હાજર થઈ અને હવે તું એનું નામ મીસ બલેક કહેછ. એ શું ગઠલ મઠલ? જરા સમજાવની?"

મારાં માયજીએ કહ્યું. "મીસ બલેકની આસપાસ કાંઇ ભેદી વલું વીટલાયલું છે એમ મને પહેલાંથીજ લાગતું હતું. હવે તું ખુલાસો કરશે તો બધું સમજાશે."

વળી જોર્જ બોલ્યો "તારી બાંધેલી અતકળ ખોટી હતી એમ તારી ખાતરી થયલી લાગેછ. તેમ હોતે નહીં તો આએ છોકરીને તું અહીં મોકલતે નહીં. બાપુ, તું ખુલાસો કરીને સમજાવની કે અમોને કાંઇ નચીંતાઇ થાય."

મારી પ્યારની પુતલીની સઘળી તવારીખ પહેલાંથી છેલ્લા સુધી મેં કહી સંભળાવી. સઘળું સાંભળતાં તે સાંભળનારાઓએ વચ્ચે વચ્ચે કેવી ટાપસી પુરી અને તેઓ ઉપર શું અસર થઇ તે સઘળું વરણુવવાની જરૂર હું જોતો નથી.

"ગરીબ બીચારી!" સઘળી વાત પુરી થવા પછી મારાં માયજી બોલ્યાં: "એવી છોકરી સુખી થવાનો હક ધરાવે છે; દીકરા એને તું સુખી કરજે."

"હા-સુખી કરજે." જોર્જ બોલ્યો: "તેં એને જેટલો ગેરઇનસાફ કીધો છે તે સઘળાનો બદલો વલી જાય એવી ભલાઇ તું કરજે."

"ને વળી એ ઘણી મોટી દોલતની વારસ છે." મારી બેહેન બોલી; "ભાઇ તું બી હવે તો તવંગર બનશે. મહેનત ને દલદેસરી હવે તું છોડીજ દેજે."

"પણ હમણાથીજ તમે બધાં મને ઠોકી ઠાકીને એની સાથે પરણાવીજ દેવા બેઠાંછ કે!" મેં હસીને પુછ્યું.

"વળી તેમાં ફરક શું?" જોર્જ હસીને બોલ્યો: "તેં ભુત જોયો હતો એમ જ્યારે તેં કહ્યુ હતું ત્યારેજ મેં તો મનમાં ગાંઠ વાળ્યો હતો કે એ ભુત સાથે કોઇ દહાડે તુ ગોઠવાઇજ જશે. યાદ છેની?"

"ચાલો, હવે હું જાવુંછ. મીસ ડડલીને સઘળી વાત ધીમેથી કહેજો. હું કાલે આવશ." મેં કહયું. અને હું ઉઠયો.

બીજે દહાડે પાછો મારી બેહેનને ઘરે ગયો ત્યારે મેરીએ મને આવકાર દીધો અને અમોએ સાથે બેસી ઘણી દુખ સુખની વાત ચલાવી, ખરૂં કહું તો મારી જીંદગીમા મેં જે ઘણોજ ખુશનુમા વખત જો ગુજાર્યો હોય તો તે હતો.

હવે લંબાણ કરવાની જરૂર નથી. સઘળું ઠીક ઠાક કરતાં લગભગ છ મહીના નીકળી ગયા. પેપરોમાં હેવાલો છપાયા અને પોલીસે મને ઘણોક ઠપકો આપ્યો તથા ખરી વાત છુપાવવાનું મારી ઉપર બોહતાણુ પણ આવ્યું. પણ સઘળું વાદળ આખરે વીટી ગયું.

મેરીને તેના બાપની સઘળી દોલતનો વારસો મળ્યો અને મીસ ગીડ સાજી થઇને જ્યારે હોસ્પીટલમાંથી બહાર આવી ત્યારે મેરીએ તેણીને સુખ સગવડ અને શાંતીમાં રહેવા કાંજેની ગોઠવણ કરી આપી અને સારૂં લવાજમ બાંધી આપ્યું જેથી તેણી એકાંતમાં જીંદગી ગુજારતી રહી અને અવાર નવાર અમોને મળતી રહી.

અમારાં લગન થવા પછી અમો લાંબી મુદત પરદેશમાં મુસાફરી કરી આવ્યાં અને તે પછી મારા બેહેનના મકાનની નજદીકમાં એક નાનું કોટેજ ખરીદીને ત્યા અમો રહયાં.

મેં આ મારા હેવાલની શરૂઆતમાં લખ્યું છે તેમ મારી ઉમર હમણા પાંત્રીશ વરસની છે, બે નાના બેટા મારી આગળ રમે છે અને પોતાની માતાને પડખે બેસીને કેળવણીનાં પાઠ ભણે છે, અવાર નવાર અમો આગલા વખતની યાદ કર્યે છીએ. અને મરનાર ડડલીના રૂહને હજારો દુવા દઇયે છીયે. નસીબે નખરાં દેખાડી પહેલાં સીતમ ગુજાર્યો પણ હવે તકદીરે જુદુંજ રૂપ પકડયું છે અને અમારી ખુશ નસીબી માટે અમો પરવરદેગારના શુકર ગુજાર બન્યાં છીયે.

